# भगवन् मार्कंडेय कृत

# चंडीपाठनुं

## गुजराती भाषांतर.

---

ભાષાંતર કર્તા

પરસોતમદાસ રણછોડદાસ શાહ

---

અમદાવાદ

માણેકચોક આગળ કાગદીઓળની સામે
શા. હીરાભાઈ પુંજાશાના મકાનમાં
'અમદાવાદ ટાઈમ્સ પ્રેસ'માં

શા. કાળીદાસ સાંકળચંદે છાપ્યું.

કીમત ૦-૮-૦ આના

---

# અર્પણપત્રિકા*



માસ્તર સાહેબ જીવરામ કાળીદાસ.

આપના સદ્‌ગુણ અને પોતાના શિશ્યો તરફ
સદ્‌ભાવ જોઇ આ પુસ્તક આપને
અર્પણ કરૂછું કારણ કે આ સંબં
ધી પ્રથમ જ્ઞાન મને આ
પર્થીજ મળેલુ છે.

સેવક

ગ. ર. સાહ.

# પ્રસ્તાવના.

ભગવનુ માર્કંડેય, પ્રથમ સાત મનુનું વર્ણન કરીને પછી હવે બેસનાર આઠમા મનુ સાવર્ણોની ઉત્પત્તિ અને તેના સંબંધમા દેવીનું મહાત્મ્ય એ હકીકત પોતાના માર્કંડેય પુરાણના એકાશીમા અધ્યાયથી તે તાણુમા અધ્યાય સુધી વર્ણવે છે. એ તેર અધ્યાયને ×શકિત ઉપાસક-શાકત-વામી-+ દેવી પંથી માહાર્મલ ગણે છે. લોકો તેને ચંડીપાઠ કહે છે કારણ કે તેમાં *પ્રચંડ દેવીનું વર્ણન કરેલું છે. એ તેર અધ્યાયના બધા મળીને સાતસેં શ્લોક છે. તે પરથી વળી કોઇ એને 'સપ્તશતી' એ નામે પણ ઓળખે છે.

આજ તેર અધ્યાય કે ચંડીપાઠ વળી કાત્યાયન મુનીના 'કાત્યાયની તંત્ર' નામે પુસ્તકમાં માલમ પડે

---

+એ લોકોનો ધરમ તે કૌલમાર્ગ, શાકત પંથ કે વામમાર્ગ કહેવાય છે. એ ધરમનાં મુખ્ય સિધાંત આ છે (૧) કૌલ ધરમ સરવથી શ્રેષ્ટ છે ને એ ધરમમાં જે નથી તે પશુ છે. (૨) પશુ ધરમી લોકોને કૌલ ધરમનું પુસ્તક ન બતાવવું. (૩) મદ્ય, માંસ, અને વ્યભિચાર એ પશુ ધરમમાં પાપ છે પણ કૌલ ધરમમાં પુણ્ય છે. (૪) પુજામાં જાતિ ભેદ ન પાળવો-નીચ જાતની સ્ત્રી મળે તો વધારે સારૂ. એણુને યોગિની અને એને યોગી જાણવો.

છે તે પરથી શક જાય છે કે એ પુસ્તકનો ખરો કર્તા કોણ હશે? કાત્યાયની કે માર્કંડેય? વળી એનો આગળ પાછળનો સંબંધ બેસતો નથી તથા ભાષામાં પણ ફેર છે તે પરથી કદાચ સંભવે કે તે કોઈ શાકતે પાછળથી ઉમેરેલું હોય.

આ તેર અધ્યાય ને વળી ચરિત્ર એ નામે પણ ઓળખવામાં આવે છે કેમકે એમાં દેવીનું ચરિત્ર છે. પહેલાને 'પ્રથમ,' બીજાથી ચોથા સુધીના ભાગને 'મધ્યમ' અને પાંચમાથી તેરમા અધ્યાય સુધીના ભાગને ઉત્તર ચરિત્ર કહે છે.

ચંડીપાઠમાં પહેલાં ત્રણ અને પછી ત્રણ એ પ્રમાણે છ અધ્યાય ઉમેરાયેલા છે કારણ કે એ છ અધ્યાય કાત્યાયની તંત્ર તથા માર્કંડેય પુરાણમાં માલમ પડતા નથી, એ છ અધ્યાય જેના કરતા બ્રહ્મા, વિષ્ણુને શીવ કહેવાય છે તેના નામ આ પ્રમાણે; બ્રહ્મ કવચ, અર્ગલા, કિલક, પ્રાધાનીક, વૈકૃતિક અને મુર્તિરહસ્ય. છેલ્લા ત્રણ અધ્યાય સાધારણ રીતે 'રહસ્ય' કહેવાય છે.

ચંડીપાઠના મુળ તેર અને પાછળથી ઉમેરાયેલા છ સુદ્ધાં ૧૯ અધ્યાય તે કવચ એટલે બખ્તર કહેવાય છે કારણ કે તે બખ્તર માફક શરીરનું રક્ષણ કરે છે. વળી એમાં સ્ત્રી પ્રાપ્તિ, પુત્ર પ્રાપ્તિ, ધન પ્રાપ્તિ, ઉપદ્રવનાશક, રોગનાશક, શત્રુનાશક, વગેરે મંત્રો છે. માટે ત્રણેના ભુખ્યા કયાં બ્રાહ્મણ કે કયાં વાણિઆ,

ક્યાં સુદ્ર કે ક્યાં શ્રાવક, ક્યાં વૈષ્ણવ કે ક્યાં સ્વામિ નારાયણ, સરવ કોઈ તેનો પાઠ, હોમ, મારજન, જપ, તર્પણાદિ અનેક વાર કરાવે છે તેને સંપુટી પાઠ કહે છે. કોઈ નવચંડી, કોઈ શત ચંડી અને કોઈ વધારે પૈસાદાર હોય તો સહસ્ત્ર ચંડી પણ કરાવે છે. આથી ભિક્ષુક બ્રાહ્મણોને ઠીક તડાકો પડે છે માટે તેઓ, વેદ, ભણવા વેગળો મુકી ચંડીપાઠ પાછળ ખાઈ પીઈને મંડે છે. તેમને મન તો તે વેદ થકી પણ અધિક છે. તેઓ કદી શુદ્રને ચંડીપાઠે અડકવા દેતા નથી તથા તેનો શબ્દ પણ શુદ્રને કાને ન જાય તેમ કરેછે તેઓનું કહેવું એવુ છે કે; **कलौ चंडीविनायैका** કલીયુગમાં માત્ર ચંડી અને ગણપતીજ ફળદાયક છે.

ચંડીપાઠનો પાઠ બે રીતે થાય છે. સકૃતપાઠ અને સંપુટી પાઠ, પહેલેથી છેલ્લે સુધી વાંચી જવું તે સકૃત પાઠ કહેવાય અને દરેક શ્લોક ભણતાં પહેલા નવાર્ણવ અને પલ્લવ તથા પછી પલ્લવ અને નવારણવ એ પ્રમાણે છેલ્લે સુધી વાંચવું તે સંપુટી પાઠ કહેવાયછે. નવારણવ અને પલ્લવ શું છે તે નીચે આપેલા નમુના પરથી જણાશે.

**ॐऐं-ह्रीं क्लींचामुंडायैविच्चे ॥ नवार्णव**

**सर्षाबाधाविनिर्मुक्तोधनधान्यसुता न्वितः ॥ मनुष्यो मत्प्रसादेन भवि**

ष्यंति नसंशयः ॥ पल्लव
सावर्णि सूर्य तनयो योमनुः
कथ्यतेऽष्टमः निशामय तदुत्प
त्तिविस्तराद्गदतोमया१ मूलमंत्र

ઉપરો પલ્લવ રોગ નાશનનો છે પણ જે કોઇને સ્ત્રી જોઇતી હોય તો સ્ત્રી પ્રાપ્તિનો પલ્લવ જોડે છે એ પ્રમાણે જેવી ઇચ્છા તે પ્રમાણેનો પલ્લવ ચોપડીમાંથી ખોળી કહાડીને જોડાય છે.

કાળી ચોદશ, શીવરાત્રી, જન્માષ્ટમી, ફાગણ સુદી ૧૪ એ ચાર રાત્રિમાં તથા વાસંતિ ( ચૈત્ર મહિનામાં, ) શાહારદી (આસોમાં, ) ગ્રીષ્મી (અષાઢમાં) અને હિમંતી (માઘમાં) એ ચાર નવરાત્રીમાં ચંડીપાઠનો પાઠ કરવાનું મહાત્મ્ય છે. શાહારદી એટલે આસો મહિનાનાં નવરાત્ર ઘણાં પ્રસીદ્ધ છે તે વખતે પોળે પોળે બઇરાં માતા કે દેવીના ગરબા ગાય છે અને ઘણા માણસોને ત્યાં ચંડીના પાઠ ચાલે છે. એ વખતે દરેક દેવીના સ્થાનક આગળ નવ ચંડી કરાવવામાં આવે છે. નવ બ્રાહ્મણો ચંડીના પાઠ કરતી વખત દરેક શ્લોક ભણતાં આહુતી આપીને હોમ કરે છે તે ક્રિયાને નવ ચંડી કહે છે. એવી નવ ચંડી વરસાદ ન વરસતો હોય ત્યારે

કે કોગળીયું ચાલતું હોય ત્યારે કે રેલ આવી હોય ત્યા રે પણ કરાવવામાં આવે છે. એ માટે ઘણીવાર પોળોમા ઉઘરાણાં થાય છે.

કોઇ શ્રીમંત શત ચંડી કરે છે ત્યારે તે કંકોતરીઓ લખીને પોતાના સગાં વહાલાંને તેડાવે છે તથા પોતાની નાત અને બ્રાહ્મણોને જમાડે છે. એ ક્રિયા કરવામાં બે હજારથી દશહજાર રૂપીયા સુધીનો ખર્ચ થાય છે. પણ બ્રાહ્મણો કહે છે કે પુરેપુરી ક્રિયા કોઇથી કરી શકાય નહિ અને એ વાતની પુરતીમાં તેઓ જણાવે છે કે એક રાજાએ પોતાના ગોરને કહ્યું કે મારે તો શાસ્ત્ર પ્રમાણે શતચંડી કરવી છે ત્યારે તેને ગોરે કહ્યું કે દેવીનાં સ્તન મેરૂ પરવતના જેવડાં છે ( **सुमेरु युगल स्तनी** ) માટે તે ઢંકાય એવડી પ્રથમ તો કાંચળી જોઇએ અને એ પ્રમાણે બીજાં લુગડાં તથા આભુષણ જોઇએ માટે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે એ ક્રિયા કોઇથી થઇ શકતી નથી.

જેમ ઢેડ, વાઘરી, કોળી, વીગેરે નીચ જાતમાં ભુતના વલગાડ વાળા માણસને ધુણાવવા સારૂ ડાકલાં બેસાડે છે તેમ વાણિયા બ્રાહ્મણ વગેરે ઊંચ જાતમાં ચંડી પાઠ કરાવે છે,

દેવી કે માતા અંતઃકરણ જોતાં નથી પણ માત્ર આપણા બોલેલા શબ્દ ઉપરજ નજર રાખી માગવા પ્રમાણે આપે છે, આ વિષે બ્રાહ્મણો કહે છે કે, એક

બ્રાહ્મણની બૈરી માંદી હતી તેના રક્ષણાર્થે તે બ્રાહ્મણ હમેશા ચંડીપાઠ કરતો હતો પણ "**भार्यां रक्षतु भैरवी**" એ વાકયમાં **रक्षतु** ને બદલે ભુલમાં **भक्षतु** બોલી ગ-યો તેથી તેની બાયડી મરી ગઈ. વળી બીજી વાત એ-વી કહેવામાં આવેછે કે રાવણે અનુષ્ઠાન કરવા બેસાડેલા બ્રાહ્મણો **रूपं देहि, जयं देहि, यशो देहि** એ વાકયમાં **देहिने** બદલે **हृहि** એ પ્રમાણે બોલ્યા તેથી તે હાર્યો ને રામ જીત્યા નહિતર રામ જીતી શકત નહિ.

રજવાડામાં એવો રિવાજ છે કે દશરાને દહાડે રાજા તથા તેના સરદારો ગામ બહાર ચોગાનમાં પાડો મારવા નીકળે છે એ પાડાની વાત ચંડીપાઠના મહિષા-સુરને બહુ મળતી આવે છે તે પરથી કેટલાકનું ધારવું એવું છે કે કવિએ ચોગાનીઆ પાડાની વાત પરથી ચં-ડીપાઠ લખ્યોછે. વળી કોઈ એવું ધારે છે કે વિંધ્યાચળ પર્વતમાં મહાકાળીનું મોહું નામાન્કિત દેરૂં છે તેનો મહિમા વધારવા સારૂ, એ જોડકણું કવિએ જોડી કહાડયું છે વળી કોઈ એમ પણ કહે છે કે એતો સામીરામીસ રાણીની વાત સાંભળી કવિએ એ ચોપડી લખી છે. ગ-મે તેમ હોય પણ એતો ખરૂં છે કે પ્રીતિ કે માયાની સત્તાને દેવીનું રૂપ આપી માત્ર કલ્પનાને આધારે કવિએ કલ્પના કરેલી છે.



# चंडीपाठनुं गूजराती भाषांतर.

## अध्याय १ लो.



માર્કંડેય બોલ્યા કે સૂર્યના દીકરાઓમાંનો એક દીકરો જે સાવર્ણી તે આઠમો મનુ કેહેવાયછે; તેની ઉત્પત્તિ જે અંધારામાં છે, તે હું તને વિસ્તારથી કહી સંભળાવું છુ એ, સૂર્યનો દીકરો સાવર્ણી, મહા માયાની કૃપા (અનુભાવ) વડે મન્વંતરનો અધિપતિને મહા ભાગનો ધણી થયો. બીજા મન્વંતર સ્વારોચિષમાં ચૈત્રવંશમાં ઉત્પન્ન થએલો સુરથ નામે માણસ સમસ્ત ક્ષિતિ મંડળનો રાજા થયો. તે પોતાની પ્રજાને છોકરાં માફક પાળતો હતો. એ રાજાને સુવરનો (કોળ કે ભુંડનો) સીકાર કરનાર રાજાઓ જોડે વેર બંધાણું. એઓના જોડે લડતાં સુરથ રાજા હાર્યો ને સુવરના શિકારી રાજા યુદ્ધમાં જીત્યા. સુરથ રાજા પછી પોતાના નગરમાં પેલા પ્રબળ દુશ્મનોથી ઘેરાયો. દુષ્ટ પ્રધાનો ફુટ્યા ને તે દુર્બળ રાજાનો સઘળો ખજાનો શત્રુને હાથ ગયો. આમ થવાથી તે રાજા મૃગયાને નિમિત્તે એક ઘોડાપર બેસીને અઘોર વનમાં ચાલી નીકળ્યો.

ચાલ્યો ચાલ્યો જાયછે ત્યાં એક બુદ્ધિવાન શ્રેષ્ટ બ્રાહ્મણનો (રૂષિનો) આશ્રમ આવ્યો. એ આશ્રમ તેની આસપાસ ફરતાં પશુ અને એ રૂષિના શિષ્યોથી સુશોભિત થયેલો હતો એરૂષિએ આ રાજાનો સત્કાર કરયો અને પોતાના સુંદર આશ્રમમાં ઉતારો આપ્યો. તે આશ્રમને વિશે અહીં તહીં ફરતો તે રાજા, જેનું મન પ્રીતિથી ખેંચાયેલું છે, તે વિચાર કરવા લાગ્યો કે, જે પ્રજાનું પુર્વે મારા પુર્વજોએ પાલન કર્યું તે પ્રજાનું આધિપત્ય મેં ખોયું. હાલ તે પ્રજાનું પાલન ધર્મથી થતું હશે, કે નહિ, તે વિશે મને શંકાછે. વળી મારા હમેશાં મદ માતા શુર–હસ્તી અને પ્રધાનો વિષે હું કાંઈ જાણતો નથી. મારા વેરીને વશ પડેલાં તેઓ શાં સુખભોગ ભોગવતાં હશે! એ એ મારા કબજામાં હતાં ત્યારે તો, મારી મહેરબાની, ધન, અને ભોજનથી ખૂબ સુખ માણતાં હતાં. મારો મહાદુખે એકઠો કરેલો દ્રવ્યભંડાર વપરાતો હશે પણ હમેશાં નકામું ખર્ચ થતું હશે.” આ બાબત તથા બીજી અન્ય બાબત વિષે તે રાજા હમેશાં ચિંતા કરતા હતો.

એક વખત તેણે તે રૂષિના આશ્રમ પાસે બેઠેલા એક વૈશ્યને દીઠો. તેને જોઈને પુછયું કે, “ભાઈ તું કોણ છે, અને શા માટે આવ્યોછે ! સશોક (દિલગીરી વાળો) અને દુર્મન (ઉદાસ) કેમ જણાયછે”? આવાં રા-

જાનાં નરમાશનાં વેણ સાંભળી વૈશ્યે પ્રત્યુત્તર વાળ્યો.

વૈશ્ય બોલ્યો; "હું સમાધિ નામે વૈશ્યછું ને પૈસાદાર કૂળમાં ઉત્પન્ન થયોછું મારા પુત્ર અને દારાના ધન લોભથી હું સાધુ અને *નિરસ્ત થયોછું છોકરાઓએ મારૂં ધન લેઈ લીધું ને હું સ્વજન વગરનો એકલો, સગાં વાહાલાંથી પ્રીતિ રહિત થએલો વનમાં ચાલ્યો, અને હાલ આ આશ્રમને વિષે મારી બાઈડી છોકરાંના કુશળથી અજાણ્યો વસું છું. મારાં બાઈડી વગેરે સ્વજન કેવી હાલતમાં હશે? મારા છોકરા સદ્ વૃત્તિ વાળા હશે કે દુર્વૃત્તિ વાળા? તેઓ કેવા હશે?"

રાજા બોલ્યો, જે બેરી છોકરાંના ધન લોભથી તું નિરસ્ત થયો તેમના ઉપર આવો સ્નેહ ભાવ કેમ રાખે છે?

વૈશ્ય બોલ્યો; હે રાજા છોકરાઓએ તો ધન લોભથી પિતા સ્નેહ તજ્યો. પણ મારાં સ્વજન પરની મારી પ્રીતિ મારા હૈયામાં મને સાલે છે. હું શું કરૂં મારૂં મન પીગળી જાયછે. તેઓ, જોકે, મારી જોડે નઠારી રીતે વર્ત્યા તો પણ મારૂં પ્રેમી હૈડું તે દુર્ગુણી બંધુઓને માટે દાઝે છે. હું તેઓને કેમ તજી શકું? હું તેઓના પર અભાવ કઈ રીતે લાવું? હું તેઓથી પ્રીતિ રહિત થઈ શકતો નથી.

---

*નિરસ્ત (નિ=નહિ+રસ્ત રસ્તો રસ્તા વગરનો. જેને એક રસ્તો નથી એવો. ઘરગામ છોડી દીધેલું છે એવો.

માર્કંડેય બોલ્યા કે, ત્યાર પછી તે રાજા અને વૈશ્ય રૂષિ પાસે ગયા. તેણે તેમનું યથાન્યાય સન્માન કર્યું. ત્યાં બેસીને વાતચીત કરવા લાગ્યા, પછી રાજા બોલ્યો કે, ભગવન્, હું તમને એક બાબત પૂછવા ઇચ્છુછું તેમને સંભળાવો.

હું જાણુંછું કે મારૂં અખીલ રાજ્ય, *રાજ્યાંગ સહીત નાશ પામ્યું તોપણ અજાણ્યા પેઠે તેઓ પર પ્રીતિ કેમ રાખુછું, ને તેઓને માટે દુઃખી કેમ થાઊં છું? હે સર્વોત્તમ રૂષિ તમે મને આનું કારણ્ કહો. વળી આ પુરૂષ (વૈશ્યને બતલાવીને) એના સ્ત્રી, પુત્ર અને ચાકરોએ તજાયલો છે તોપણ, એ સ્વજનોપર, એને પ્રીતિ છે ને તેમને માટે જીવ બાળે છે. આ રીતે અમે બંને (રાજા અને વૈશ્ય) અત્યંત દુઃખી છીએ, અમે જાણીએ પણ અમારા વિવેકને મોહરૂપી અંધપણું પ્રાપ્ત થયું છે અને મુઢ બન્યા છીએ.

રૂષિ બોલ્ય; સઘળા જીવોને વિષય ગોચરમાં જ્ઞાન છે, અને હે ભાગ્યશાળી પુરૂષ દરેક પૃથક્ પૃથક્ વિષયને અનુસરેછે, કેટલાંક દિવસે આંધળાં હોય છે ને કેટલાંક રાત્રે આંધળાં હોયછે, વળી બીજાં કેટલાંક રાત્રે તેમ દિવસે બેય વખત આંધળાં હોય છે.

---

* રાજ્યાંગ એટલે (રાજ્ય + અંગ) રાજ્યને અંગે રહેલા માણસ તથા સઘળી ધન મિલ્કત.

સઘળા જીવોમાં સત્ય કહેતાં માત્ર માણસ ગ્નાનીછે પણ તે કેવળ સત્ય નથી. કેમકે, પશુ, પક્ષી, ને મૃગાદિ એ સઘળાંને મનુષ્ય જાતને જે ગ્નાનછે, તે ગ્નાનછે. મનુષ્યને તેઓ ગ્નાનમાં સરખાંછે. ગ્નાન છતાં પણ જો, તે પતંગો (પક્ષીઓ) જાતે ક્ષુધાથી પીડાય છે તોપણ મોહથી પોતાનાં બચ્ચાંને ચાંચવડે ખવરાવેછે. માણસો લોભથી પ્રત્યુપકારને અર્થે છોકરાંનું પાલન કરે છે. આ રીતે મોહકે મમતાની અંદર સરવે પડેલાં છે, અને એ મોહા માયાની કૃપાએ સંસારની સ્થિતિ છે. એ વિસ્મય કાર્ય, જગત્પતિની યોગ નિદ્રાછે. આ હરીની મોહા માયા જગતને મોહ પમાડેછે. ગમે એવો ગ્નાની હોય તે પણ એને વશ થઈ જાયછે અને એને એ ભગવતી માયા પોતાના બળથી મોહમાં ખેંચી જાય છે. આ ચરાચર જગત એણે બનાવ્યું છે. એની પ્રસન્નતા કે વરદાનથી મુકિત થાયછે. તેણી વિદ્યા, મુકિત હેતુ અને સનાતની છે, વળી તે સંસારબંધહેતુ, અને સર્વેશ્વરી છે.

રાજા બોલ્યો—ભગવન્, જેને આપે મોહામાયા કહી તે દેવી કોણ છે? હે દ્વીજ, તે કઈ રીતે ઉત્પન્ન થઈ, ને તેણે કયાં કામ કરયાં? તે સઘળું સાંભળવાને ઇચ્છુંછું બ્રહ્મવિદને વિષે શ્રેષ્ઠ એવા હે રૂષિ તે તમે મને સંભળાવો.

રૂષિ બોલ્યા,—તે જગન્મૂર્ત્તિ છે, તે નિત્યછે, ને આ,

ને તે, સરવે તેના વડે છે તેની ઉત્પાત્તિ વિશે મેં બહુ પ્રકારે સાભળ્યુછે. તે નિત્ય છે, પણ દેવોનાં કામની સીદ્ધિને અર્થે ઉત્પન્ન થાયછે. (અવતાર લેછે)

સંસારના કલ્પને અંત્યે ભગવાન પ્રભુ શેષનાગપર સુતા હતા. તેવખત મધુ અને કૈટભ એ નામે વિખ્યાત થએલા બે ઘોર અસુરો વિષ્ણુના કાનના મેલથી જન્મ પામ્યા, ને તે બ્રહ્માને હણવાને ઉદ્યમ કરવા લાગ્યા તે વખતે બ્રહ્મા વિષ્ણુના નાભીકમળને વિષે ઉભા હતા તેણે પેલા બે અસુરો તથા સૂતેલા વિષ્ણુને દીઠા. તે યોગ નિદ્રામાં હતા તેમની (વિષ્ણુની) આંખ એ દેવીનું સ્થાન હતું એણીને બ્રહ્મા આ પ્રમાણે વિનવવા લાગ્યા.

બ્રહ્મા બોલ્યા—૧ઓં, વિશ્વેશ્વરી, વિધાત્રી, જગતને સ્થિતીમાં રાખનારી અને તેનો સંહાર કરનારી, ભગવતી, વિષ્ણુની નિદ્રા, હું તારી સ્તુતિ કરૂં છું. તારૂં તેજ અતુલ્યછે. તું સ્વાહાછું. તું સ્વધાછું, અને તુંજ વષટ્કાર, સ્વરાત્મિકા, અમૃત, અવિનાશી, નિત્ય, ત્રિધામાત્રા, સ્વતંત્ર, અર્ધમાત્રા, અને વર્ણન ન થઈ શકે એવીછે તુજ સંધ્યા અને સાવિત્રી, તુંજ ઉત્કૃષ્ટ જનની. તેં આખું વિશ્વ ધારણ કર્યું છે. જગતને સરજ

---

૧ (ઓઁ) આવી રીતે પણ લખાય છે. એમાં ત્રણ અક્ષર છે; अ, उ, म्, આ ત્રણ અક્ષરના ત્રણ અર્થ થાય છે, સંહાર કરનારી, પાલન કરનારી, અને ઉત્પન્ન કરનારી.

નારી તું જ છે. તું જગતનું પાલન કરેછે. તું વિશ્વમાં સર્વદા વ્યાપી રહીછે. તું સૃષ્ટીરૂપાછે, તુ સ્થીતિ રૂપાછે, ને, પાળનાર રૂપે, તથા સંહાર કરનાર રૂપે તું જગતમાં વ્યાપી રહીછે. હે ભગવતી, તું માહા વિદ્યા, માહા માયા, માહા મેધા (મોટી બુદ્ધિ) માહાસ્મૃતિ, મહા મોક્ષા, માહાદેવી. ને મહેશ્વરીછું. તું કાળ રાત્રી (કાળીચૌદશ) મોહ રાત્રી (જન્મા અષ્ટમી) માહા રાત્રી. (દેવદીવાળી) ને ધારૂણરાત્રી (હોળી) છું. તું લક્ષ્મી, ઇશ્વરી, હ્રી, બુદ્ધિ, બોધા, ને લક્ષણાછું. તું લજ્જા, પુષ્ટિ, તુષ્ટિ, શાંત્તિને ક્ષાંતિછું. તું તરવાર ઝાલનારી શૂળ ઝાલનારી, ઘોર સ્વરૂપ વાળી, ગદા ઝાલનારી, ચક્રઝાલનારી, સંખઝાલનારી, ચાપ ઝાલનારી, બાણા, ભુષંડી, પરિધા, યુધા, સૌમ્યા, સૌમ્યતરા. શ્રેષ્ટ સુંદરી, ઊત્કૃષ્ટોમાં ઉત્કૃષ્ટ, સ્તુતિ ન કરી શકાય એવી અને પરમેશ્વરીછું.

તું જગત્સૃષ્ટાછું. વિષ્ણુને અને મહાદેવને તેં પેદા કર્યા છે તે બિચારા તારી સ્તુતિ કરવાને શી રીતે શકિતવાન થાય? એ પ્રમાણે તે ઉદાર દેવીની સ્તુતિ બ્રહ્માએ કરી કે જેથી તે વિષ્ણુને જગાડે તો તે (વિષ્ણુ) પેલા દુષ્ટ અસુર મધુ કૈટભને મારે.

રૂષિ બોલ્યા; એ પ્રમાણે બ્રહ્માએ તામસી દેવીની સ્તુતિ કરી કે તરત મધુ અને કૈટભને મારનાર વિષ્ણુ, ને જગાડવા માટે તે દેવી કે જેણે તેનાં (વિષ્ણુનાં) નેત્ર, નાસિકા, બાહુ, હૃદય, ને છાતી પોતાનું સ્થાન કર્યું

છે, તે તૈયાર થઇને અવ્યક્ત જન્મવાળા બ્રહ્માને તેનાં દર્શન થયાં.

હવે વિષ્ણુ જેણે દરિઆમાં શેષનાગપર સયન કર્યું છે ત્યાંથી તે જાગ્યા ને તેણે બે અસુર મધુ તથા કૈટભને દીઠા. તેઓ પરાક્રમી ને વીર્યવાન હોઇ બ્રહ્માને હણવાને તત્પર હતા તેઓની આંખો ક્રોધથી લાલ થઇ હતી. એઓની સાથે વિષ્ણુને પાંચ હજાર વરસ સુધી લડાઇ થઇ. તે બન્ને મદોન્મતને માહા માયાથી મોહિત થએલા હતા તેમણે વિષ્ણુને કહ્યું કે હે કેશવ તું શું પસંદ કરે છે?

વિષ્ણુ બોલ્યા. તમો બંનેનો વધ, હું પસંદ કરૂં છું. નક્કી તમે મરવાના છો.

રૂષિ બોલ્યા. તે બન્નેએ પોતાને છેતરાએલા જોયા, ને જેની આંખો કમળના જેવીછે એવા વિષ્ણુ તરફ જોઇને બોલ્યા, તારૂં યુદ્ધ વખાણ લાયક છે. જ્યાં પાણી નં હોય એવી જગોએ (અમને) લઇ જા.

રૂષિ કહે છે કે ત્યાર પછી, શંખ, ચક્ર ને ગદા ધરનાર વિષ્ણુએ "ઠીક છે." એ પ્રમાણે બોલીને ચક્રવતે તેમના માથાં કાપી નાંખ્યાં. બ્રહ્માએ તે માટે તેનાં (વિષ્ણુનાં) વખાણ કર્યાં. આ દેવીના બીજા મોટા પ્રભાવો વિષે બોલુ છું તે તું સાંભળ.

એ પ્રમાણે માર્કંડેય પુરાણનો, સાવર્ણિ મન્વંતરમાં બનવાનો, દેવીના મહાત્મ્ય વિષેનો, જેમાં મધુ અને કૈટભ એ બે અસુરનો વધ લખેલો છે એવો, પેહેલો અધ્યાય પુરો થયો.

# અધ્યાય ૨ જો.

(આ કથા સમાધિ નામે વૈસ્ય ને સુરથ રાજાને, ઋષિ સંભળાવે છે) ઋષિ બોલતા હવા કે, દેવતાઓના રાજા પુરંધર અને અસુરોના રાજા મહિષાસુર વચ્ચે પહેલાં પુરે પુરાં સો વરસ લડાઈ ચાલી હતી ત્યાં (લડાઈમાં) મહા વિર્યવાન અસુરોએ દેવ સૈન્યને પરાજય પમાડયું અને સકળ દેવતાઓને જીતીને મહીષાસુર ઈંદ્ર થયો તેથી પરાજય પામેલા દેવો જેનું સ્થાન પદ્મ યોની (વિષ્ણુનું નાભીકમળ કે ડુંટી) છે એવા પ્રજાપતિ પાસે ગયા અને ગરૂડધ્વજ (વિષ્ણુ) આગળ જઈ ઉભા રહ્યા ને પોતાનાં સઘળાં દુઃખ વિસ્તારથી રડયા તથા મહીષાસુરનાં કાર્ય પણ કહ્યાં. તેઓ (દેવતાઓ) બોલ્યા કે; દુરાત્મા મહીષાસુરે, સુર્ય, ઇંદ્ર, અગ્નિ, અનિલ, ચંદ્રમા, યમ, ને વરૂણાદિ સઘળા દેવોના અધિકાર પોતે લઈ લીધા છે ને સ્વર્ગમાંથી હાંકી કાઢેલા દેવતાઓ પૃથ્વીપર રખડે છે. એ રીતે દેવતાઓના દુશ્મન અસુરોનાં કામ કહી દેવો તેને શરણે પડયા તથા તેના (મહિષાસુરના) મરણ વિષે ચિંતન કરવા કહ્યું. તેણે (વિષ્ણુએ) તેમના (દેવોના) આ બોલવાપર લક્ષ દીધું. કેમકે, તે દેવતાઓનું કલ્યાણ ઈચ્છે છે. મહાદેવજીએ કોપ કર્યો તેથી તેની ભ્રકૂટી વાંકી થઈ. ઈંદ્ર વગેરે સઘળા દેવતાઓના શરીરમાંથી મહા તેજ નીકળ્યું અને તે અતિ પ્રકાશનો મોટો જ્વાલામય પર્વત

થયો. આ સઘળા દેવતાઓના શરીરમાંથી નિકળેલા અતુલ્ય તેજની ત્રણ લોકમાં વ્યાપ્ત એવી એક નારી થઈ. એ નારીનું મુખ માહાદેવજીનામાંથી નિકળેલા તેજનું થયું. યમના તેજથી તેનો ચોટલો થયો. વિષ્ણુના તેજથી તેના બાહુ થયા. બે સ્તન, ચંદ્રમાના તેજથી થયાં ને તેની વચ્ચેની જગ્યા ઈંદ્રના તેજથી થઈ.. વરૂણના તેજથી જંઘા ને ભૂવના તેજથી *નિતંબ થયા. બ્રહ્માના તેજથી. તેના પગ થયા. ને તેનાં પગનાં આંગળાં સૂર્યના તેજવડે થયાં. વસુના તેજથી તેના હાથનાં આંગળાં થયાં કુબેરના તેજથી નાસિકા થઈ. પ્રજાપતિના તેજથી તેના દાંત થયા. અગ્નિના તેજથી તેની ત્રણ આંખો થઈ, ને તેનાં ભવાં સંધ્યાના તેજથી થયાં. અનિલના તેજથી કાન થયા, ને બીજા દેવોના શરીરમાંથી નિકળેલા તેજવડે તેના શરીરનો બાકીનો ભાગ થયો. એ રીતે સમસ્ત દેવોના તેજનો ઢગલો એવી નારી શિવા ઉત્પન્ન થઈ.

મહિષાસુરને નાશ કરનારી એ દેવીને જોઈને દેવતાઓ હરખાયા. પિનાકના ધરનાર માહાદેવજીએ તેને શૂળ આપ્યું. ચક્રના ધરનાર વિષ્ણુએ પોતાના ચક્રોમાંથી તેને ચક્ર આપ્યું. વરૂણે શંખ, ને અગ્નિએ શકિત આપી. મરૂતે બાણને ભાથા સાથે, ચાપ આપ્યું. ઈંદ્રે

---

* નિતંબ એટલે ગાંડના ધગડા.

તેના વજ્રમાંથી વજ્ર આપ્યું, ને એ ×સહસ્ત્રાક્ષીએ અઈરાવત હાથી પાસેથી ઘંટ લેઈ દેવીને આપ્યો. ૧અંબુપતિએ પાસ આપ્યો, ને કાળદંડ યમે આપ્યો. પ્રજાપતિએ અક્ષમાલા ને બ્રહ્માએ કમંડળ આપ્યું. ૨દિવાકરે પોતાનાં કિરણો તેના રોમકુપ (વાળ) માં નાંખ્યાં, કાળે નિર્મળ ચર્મવાળી ઢાલ સાથે ખડગ આપ્યું, વિશ્વકર્માએ તેને દુધના જેવાં ચોખ્ખાં મોતીનો હાર, લૂગડાં, ચુડામણી, દિવ્ય કુંડળ, કટક, અર્ધચંદ્ર, બધા બાહુઓમાં પેરવાને કયુર, વિમળ, નેપુર, હાથના આંગળીએ પેહેરવાની રત્ન જડીત વીંટીઓ, એ બધો શણગાર આપ્યો ને વળી અતિ નિર્મળ ફરસી આપી. અભેદ્ય કવચ અને અનેક રૂપનાં અસ્ત્રો તથા માટે પેહેરવા સારૂ અતિ શોભાયમાન કરમાય નહી એવાં પંકજની માળા એ ૩જળધિએ આપ્યાં. હિમવાને સિંહનું વાહન ને અનેક રત્નો આપ્યાં. ૪ધનાધિપે સુરાપાન યુક્ત પાત્ર

× સહસ્ત્રાક્ષી (સહસ્ત્ર = હજાર + અક્ષી = આંખવાળો) = હજાર આંખવાળો ઈંદ્ર.

૧ અંબુપતિ (અંબુ = જળ + પતિ = ધણી) = જળ દેવતા.

૨ દિવાકર એટલે પ્રકાશ કરનાર સુર્ય (દિવ્ = પ્રકાશ કરવું + कृ = કરવું + अ = ક્રિયાવાચક પ્રત્યય)

૩ જળધિ = સમુદ્ર, સાગર, દરિઓ.

૪ ધનાધિપ (ધન = દ્રવ્ય + અધિપ = ધણી) = ધનનો ઉપરી કુબેર ભંડારી.

આપ્યું. નાગેશ શેષે તેને મહા મણી, અને પૃથ્વીએ નાગહાર આપ્યો. એ રીતે બીજા દેવોએ પણ આભુષણ તથા આયુદ્ધ આપ્યાં. એ દેવીનો ઘોર નાદ આખા જગતમાં પ્રસર્યો તે દેવીના મહા નાદથી સકળ લોક ભડકયાં, સમુદ્રો કંપવા લાગ્યા, પૃથ્વી ધ્રુજવા લાગી, પર્વતો ડોલ્યા અને દેવો હરખથી બોલ્યા કે "સિંહવાહિનીની જે" મુનીઓ સંતોષ પામી ભકિત વડે તેને નમ્યા.

મહિષાસુર, ને તેના અસુરોને કબજે પડેલાં ત્રણ લોક દેવીએ જોયા તેણે (મહિષાસુરે) પોતાની ફોજને હથિઆર આપી લડવા ઉભી રાખી હતી તે ક્રોધથી આમ બોલ્યો. "અરે એ શું છે?" આ બોલવું સઘળા દેવતાઓએ સાંભળ્યું તે (મહિષાસુર) દેવીને ત્રણ લોકમાં વ્યાપ્ત થતી જોતો હવો. તેના પગ જમીન ઓળંગીને આગળ ગયા ને મુગટ આકાશે અડયો તેની *ધનુર્જ્યા પાતાળને છેડે પોહોચી. દિશાઓ તેના હજાર હાથે વ્યાપ્ત થઇ રહી. દેવી ને અસુરની ત્યાં ભારે લડાઇ થઇ. મહિષાસુરનો સેનાની (સેનાધિપતિ) ચક્ષુ તે હજાર [1]અયુત અસુરો સાથે લડવા સામો આવ્યો હતો. વળી [2]પ્રયુત સાથે અસિલોમ પણ હતો. હજારો ઘોડા, હાથી તથા સો

---

* ધનુર્જ્યા (धनुष् = કામઠું + જ્યા = દોરી) તીર મારવાના કામઠાની દોરી.

૧ અયુત = દશ હજાર. ૨ પ્રયુત = દશ લક્ષ.

અચુત અસુર સાથે બાષ્કળ આવ્યો હતો. બિડાલ, કરોડો રથ ને પચાસ અયુત સાથે સંગ્રામમાં ઉભો. ઉગ્ર, ઉગ્ર વિર્ય, ત્રિનેત્ર, મહાહનુ, એ સરદારો પણ યુદ્ધમાં રથ, હાથી, ઘોડા ને અકેક અચુત અસુર સાથે લડવા આવ્યા. કરોડો કરોડો રથ તથા હજારો હજારો હાથીઓની સાથે તે અસુરો દેવી જોડે લડવા લાગ્યા. રણમાં મહિષાસુર, તોમર, ભિંડીમાલ, શકિત અને મુશળથી ખેલતો, દેવીની સાથે અસુરો ખડગ, પરશુ અને પત્તિશથી લડવા લાગ્યા. કોઇએ શકિત નાખી અને કોઇએ પાશ નાખ્યું. દેવીએ પોતાના ખડગ વતે તે હથિયારોનો ચુરો કર્યો. પછી ચંડિકા પણ શસ્ત્રો ને અસ્ત્રો મુકવા લાગી. તેનાપર જે શસ્ત્રો ને અસ્ત્રોનો વરસાદ વરસતો તેને લીલા કરતી હોય તેવી રીતે છેદન કરતી. દેવતા અને રૂષિઓ તેનાં વખાણ કરતા. ઇશ્વરોએ અસુરોના શરીરપર શસ્ત્રાસ્ત્રો મુકયાં ને તેનો (દેવીનો) બેસવાનો સિંહ પણ ક્રોધે ભરાયો. વનમાં અગ્નિ જેમ નાશ કરે તેમ તે અસુરસૈન્યનો નાશ કરવા લાગી રણમાં અંબિકાએ નિશ્વાસ મુકયો એટલે તરત લાખો હજારો ગણો ઉત્પન્ન થઇ જેઓ અસુરો સાથે પરશુ ભિંડીમાલ અને પત્તિશથી લડવા લાગી. દેવીની શકિતથી અસુરનાં ટોળાં નાશ પામવા લાગ્યાં. દેવીની ગણો, મૃદંગ, પટહ, શંખ, અને બીજાં વાદિત્રોથી ઉત્સવ કરવા લાગી પછી તેણે

(દેવીઓ) ત્રિશુળ, ખડગ અને બાણુની વૃષ્ટિએ હજારો અસુરો મારી નાખ્યા, ઘંટના અવાજથી કેટલાક મુર્છા ખાઈ પડયા, કેટલાકને પાશ વડે બાંધ્યા ને કેટલાકને તિક્ષણું ખડગે કાપી નાંખ્યાં. ગદા વડે તેણે અસુર સૈન્યને ભોંય સુવાડયું. કેટલાકને મુશળ વાગવાથી લોહી બાઝયું, કેટલાકને છાતીમાં શુળના ઘા વાગવાથી ભોંય પડયા. તિક્ષણુ સર વાગવાથી કેટલાકના જીવ ગયા. એવી રીતે દેવતાઓને દુઃખ દેનાર પોતાના પ્રાણુ છોડતા હવા. કેટલાકોના હાથ કપાયા ને કેટલાકોનાં ગળાં કપાયાં. કોઈનાં માથાં ને કોઈના પગ કપાયા. કોઈની જંઘા કપાઈને ભોંય પડયા. કોઈની એક આંખ ફુટી ને કોઈનો એક પગ કપાયો. માથાં કપાયાં છતે તેઓ ફરી ઉઠયા ને હાથમાં આયુધ ઝાલી લડવા લાગ્યા ને ભારે જંગ મચ્યો. જોવાને આવેલી અપ્સરાઓ આકાશમાં નાચવા લાગી. ફરી લડવા ઉઠેલા અસુરો હાથમાં શકિત, ખડગ વગેરે હથિયાર ઝાલી દેવીને રીસથી કહેવા લાગ્યા કે "ઉભી રહે ઉભી રહે" ત્યાં લોહીની નદી વહીને ભારે લડાઈ ચાલી. ઘોડા, હાથી, રથ, ભોંય પડયા ને આગ જેમ તૃણુના મોટા જથાને ક્ષણુમાં બાળી નાંખે એમ અસુરના મોટા શૈન્યનો દેવીએ નાશ કરયો. દેવીની ગણુાઓ ને તેના સિંહે પણુ આ યુદ્ધમાં શત્રુના સૈન્યને ભારે નુકશાન કરયું. એ રીતે માર્કંડેય પુરાણુનો બીજો અધ્યાય જેમાં મહિષાસુરના સૈન્યનો વધ છે તે પુરો થયો.

# अध्याय ३ जा.

ऋषि બોલ્યા. સેનાની ચિક્ષુ, એ પ્રમાણે પોતાનું સૈન્ય હણાયલું જોઇને રીસથી અંબિકા સાથે યુદ્ધ કરવા આવ્યો દેવીએ તેનાપર મેરૂપર્વતની નજીકમાં જેમ ભારે વરસાદ પડે છે તેમ બાણનો વરસાદ વરસાવ્યો ને લીલા કરતી હોય તેમ, તેનાં હથિયારોને કાપી નાખ્યાં, તથા તેના રથના ઘોડાને ને સારથીને મારી નાંખ્યા. તેના રથની ધજા કાપી નાંખી અને તેનું ધનુષ પણ કાપી નાખ્યું. એ રીતે રથ, ઘોડા, ને સારથી વગરનો તે ખડગ ને ઢાલ લેઇ દેવી ભણી ધાયો ને આવી સિંહના મસ્તક પર તથા દેવીના જમણા ભુજપર વેગથી તિક્ષ્ણ ઘા કરયો. ઋષિ કહે છે કે હે રાજપુત્ર તે તરવાર દેવીને અડતાં ભાગી ગઇ. આથી તેને ભારે રીસ ચડી તેની આંખો લાલચોળ થઇ ગઇ ને તેણે હાથમાં શૂળ લીધું તે રવિ બિંબના જેવું જાજલ્પમાન તેજવાળુ (અતિ પ્રકાશમાન) હતું તે લેઇ તેણે તે ભદ્રકાળી તરફ ફેંક્યું. તેને દેવીએ દેખીને પોતાનું શુળ મુક્યું. એણે તેના સો કડકા કરી નાખ્યા ને પછી તે મહા અસુરને દેવીએ મારી નાખ્યો. એ મરી ગયો ત્યારે દેવતાઓને દુઃખ દેનાર ચામર અસુર હાથીએ ચઢીને આવ્યો. તેણે અંબિકા ઉપર શકિત ફેંકી પણ એોંકારે કરીને તે ભોંય પડી ને ભાગી ગઇ તેને ભાગેલી જોઇને અસુર ક્રોધે ભરાયો તેણે

શૂળ ફેંક્યું તેના દેવીએ બાણ વડે કડકા કરયા, પછી તે સિંહપરથી કુદકો મારીને હાથીના ગંડસ્થળપર ગઈ ને ત્યાં દેવના દુશ્મન સાથે લડવા લાગી. બન્ને લડતાં લડતાં ભોંય પડયાં ને દારૂણ લડાઈ ચાલી એ વખત ગ-ગનો અરિ જે સિંહ તે વેગથી દોડતો આવ્યો ને પોતાના પંજાના પ્રહારે કરી તે ચામર અસુરનું માથું ધડથી પ્રથક કર્યું.

રણમાં વુદગ્રને શિલા અને વૃક્ષો મારી, મારી નાંખ્યો, ને કરાલ અસુર, દંતને મુષ્ટિના પ્રહારે પડયો.

દેવી ક્રોધે ભરાઈને યોદ્ધાઓનો ચુરે ચુરો કરવા લાગી. બાષ્કળને ભિંડીમાલ વતે, તામરને તેમ અંધકને બાણ વતે, અને ઉગ્ર, ઉગ્રવિર્ય, મહાહનુ તથા ત્રિનેત્રને ત્રિશુળ વતે, પરમેશ્વરીએ મારી નાખ્યા. ખડગ વડે બિડાલનું માથું કાપી નાખ્યું. દુર્દ્ધર, ને દુર્મુખનો ક્ષય, બાણ વડે કરયો. આ રીતે પોતાના સૈન્યનો નાશ થએલો જોઈ મહિષાસુરે પાડાનું રૂપ લીધું ને દેવીની ગણાઓને પાડવા લાગ્યો. કોઈને દાંત વડે, કોઈને ખરી વડે, કોઇને પુંછડા વડે, ને કોઇને સીંગડાં મારી વિદારણ કરવા લાગ્યો. કેટલીક તેના શ્વાસોશ્વાસના પવને ભુતળપર પડી. પ્રમથાને રણમાં પાડીને તે માહાદેવીના સિંહને મારવાને ભારે કોપ સહિત અંબિકા તરફ દોડયો. તે મહા વીર્યવાન અસુર કોપથી પૃથ્વીનું પૃષ્ટ પોતાની ખરીઓ વડે ખણતો હતો. પોતાનાં બે શિંગડાંવડે ઊંચા પર્વતોને બસાડ

પાડી ફેંકતા તેણે પુંછડાવડે દરિઆના પાણી ઉછાળ્યાં આપસ બાજુ જળજળ કરી મુકયું. ઘન (વાદળાં) તેને મોટા શિંગડાં વડે વિભિન્ન (ભાગ થએલાં) થઇ ગયાં. તેના શ્વાસ વડે પર્વતો અને નભ ભાગી પડયાં. એ પ્રમાણે રોસથી તે મહાસુર સામો આવ્યો. ચંડિકા કોપથી તેને મારવાને તૈયાર થઇ તેણે એક પાસ મુકયું, ને અંસુરને બાંધી લીધો. બંધાયો કે તરત તેણે પાડાનો આકાર તજી દીધો ને સિંહનો આકાર લીધો. દેવી તેનું માથુ કાપે છે કે તરત તે પુરૂષના આકારે હાથમાં તરવાર ઝાંલી ઉભો રહ્યો ને અદર્શ થઇ ગયો. ફરી દોડયો કે દેવી તેને કાપવા લાગી એટલે તે ખડગ લઇને મહત એક મહા ગજ (મોટા હાથી) થયો. ને તેણે પોતાના કર એટલે સુંઢ વડે દેવીના વાહન મહા સિંહને ગર્જના કરીને આકર્ષ્યો (એટલે ખેંચ્યો.) દેવીએ ખડગ વડે તેની સુંઢનું છેદન કરયુ. આ વેળાં તે પાછો પાડાના આકારમાં આવી રહ્યો. તેને જોઇને ત્રૈલોકયના સચરાચર જીવોને ભય પ્રાપ્ત થયું. જગતમાતા ચંડિકાને ભારે ક્રોધ ચડયો, તે પુનઃ પુનઃ ઉત્તમ મદ્ય પીતી તે અરૂણલોચના (આ વખતે તેની આંખો મદ્યપાન ને ક્રોધથી લાલ થઇ ગઇ હતી માટે લાલ આંખવાળી) ઉપર બિવવાન મદોન્મત અસુર ભુધર એટલે ગિરી ફેંકતો ચંડિકા તેનો પોતાનાં સરો વડે ચૂરો કરતી. દેવીએ તેને કહ્યું કે "હે મુઢ, હું આ મદ્ય પીઉં એટલી ક્ષણ

વાર તું ગર્જના કરી લે પછી હું તને મારી નાખીશ એટલે દેવતાઓ તરત આનંદ યુક્ત ગર્જના કરશે" આ પ્રમાણે દેવીએ કુદકો મારી પોતાની નજીક આવેલા પાડાના આકારવાળા તે અસુરના પગ પકડી ગળામાં શુળ ભોંકયું એટલે અડધો અસુરનો આકાર થઇ ગયો. પછી દેવીએ મહાસિ એટલે મોટી તરવાર વડે તેનું ગળું કાપીને ભોંય પાડયું. એ રીતે તે ત્રૈલોકયને દુઃખ દેનાર દુષ્ટ રાક્ષસ મહિસાસુરનું મર્ણ થયું. તે જોઇ દેવોએ જય જયકાર વાણી કરી અને દૈત્ય સૈન્યમાં હાહાકાર થઇ રહ્યો. સઘળા દેવગણો અતિ હર્ષ પામ્યા. દેવોએ ને મહર્ષિઓએ તે દેવીની સ્તુતિ કરી; ગંધર્વો ગાયન કરવા લાગ્યા ને અપ્સરાઓ નૃત્ય કરવા લાગી. એ રીતે માર્કંડેય પુરાણના સાવર્ણિક મન્વંતરનો ત્રીજો અધ્યાય મહિષાસુરના વધ વિશેનો પુરો થયો.

---

# અધ્યાય ૪ થો.

ઋષિઓ બોલ્યા. સઘળા દેવાતાઓનાં ‡સુરગણો ઇન્દ્ર નજીક ગયાં ને મહિષાસુરનું મોત થતે સ્તુતિ કરવા

---

‡ સુરગણો ( સુર = દેવતા + ગણ = ટોળું ) = દેવતાઓના ટોળાં.

મંડ્યા. શક્રાદિ સુરગણો, તે વિર્યવાન દુરાત્મા અસુરનો નાશ દેવીએ કરવાથી સંતોષ પામ્યાં, ને તેણીને પોતાનાં નમ્ર શરીર નમાવ્યાં. તેઓનાં શરીર, આનંદથી પ્રફુલિત થયાં હતાં.

દેવતાઓ બોલ્યા; હે દેવી તેં દેવગણ, શકિત, ને સઘળાં રૂપો સાથે સઘળું જગત પોતાની શકિતએ બનાવ્યું છે. હે અંબિકા, તું સઘળા દેવ મહર્ષિની પુજય છું તારા ભગતોનું તું શુભ કરે છે, જેણીનો પ્રભાવ કહેવાને વિષ્ણુ અને બ્રહ્મા અશકતછે તે ચંડિકા અખીલ જગતનું પરિપાલણ કરવાને અર્થે તથા અસુરોનું ભય નાશ કરવાને અર્થે તત્પર થાયછે. જેણીશ્રીછે. સુકૃતીઓના ઘરમાં લક્ષ્મી રૂપે, પાપીઓના ઘરમાં અભાગ્ય રૂપે,

બુદ્ધિવાનના હૃદયમાં બુદ્ધિરૂપે, સારા કુળજનોમાં શ્રધા રૂપે, ને ઉત્કૃષ્ટોમાં લજ્જારૂપે રહેલી હે દેવી, તું આખા વિશ્વનું પરિપાલણ કર. હે દેવી, તારૂં, અચિંત્યસ્વરૂપ હું શી રીત વર્ણવુ? તું અતિ વિર્યવાનને અસુરનો ક્ષય કરનારછું. સર્વે અસુર અને દેવગણોમાં તારાં ચરિત્ર અદ્ભુત છે. સમસ્ત જગતની હેતુ તું છે. વિષ્ણુ, માહાદેવ, વગેરે દેવો પણ તને જાણી શકતા નથી. તું અપાર, એટલે પાર ન પામી શકાય એવી છું. તું સર્વાશ્રયા એટલે સર્વેનો આશ્રય છું. તું જગત્માતા, એટલે જગતનું રક્ષણ કરનારી, પરમા એટલે મોટામાં મોટી,

પ્રકૃતિ અને આદ્યા છું. હે દેવી, તને સ્વાહા, એ નામથી ભોગ અર્પણ કરવામાં આવે છે એથી અમો દેવો તૃપ્તિ પામીએ છીએ. સર્વ માણસો પિતૃગણની તૃપ્તિના હેત્વર્થે તારૂ, સ્વધા, એ નામ બોલે છે. હે ભગવતી, તું અવિચિંત્ય મુકિતની હેતુ, તું મહાવ્રતા, અને મોક્ષાર્થી મુનીઓ તથા સર્વ દોષ રહિતોને વિદ્યા રૂપે પરમ દેવી છું. ઋગ્, યજુષ, ને સામ વેદના રમ્ય પદોની તું શંબ્દાત્મિકા છું. હે ભગવતી, તું એક દેવી છું પણ તે એકતામાં ત્રણતા છે હે ઉત્કૃષ્ટ દેવી તું જગતનાં દુઃખો નાશ કરનારી ને તેને (જગતને) સ્થિતીમાં રાખનારી છું. હે દેવી તું મેધા, વિદિતા, અખિલ શાસ્ત્ર સારા, દુર્ગા, અગમ્ય ભય સાગર તરવાનું નાવ, ને અસંગા છું. કૈટભના અરિ શ્રી વિષ્ણુના હૃદયમાં તારો વાસ છે. રે ગૌરી તને જેનો મુગટ શશિ એટલે ચંદ્રમા છે એવા શિવજી, ધારણ કરે છે. હે અચળ, પરિપુર્ણ ચંદ્રબિંબની અનુકારી, કનકની ઉત્તમ કાંતિવાળી, ચહાવા લાયક છું. એ બહુ નવાઈ જેવું છે કે હે દેવી તારી ભયંકર ગુસ્સે થએલી ભ્રકુટીવાળા મુખ તરફ મહિષાસુર જોતાંજ પ્રાણ મુકતો નથી; બાકી તું ગુસ્સે થએલી અંત લાવનારીને દેખતાંજ તેનો જીવ જવો જોઇએ. હે દેવી આ ભવ એટલે સંસારપર તારો પ્રસાદ એટલે મેહેરબાની દેખાવ. મહિષાસુરની મોટી સેનામાનો બાકી

રહેલો ભાગ તારા કોપ રૂપી અગ્નિથી નાશ પામશે. સમસ્ત જગ મંડળ ઉપર દયા કરી તેઓને ધન, કિર્ત્તિ, બાયડી, છોકરાં વગેરે સુખો આપ ને તું પ્રસન્ન થઇને તેઓને હમેશાં +અભ્યુદય આપનારી થા. ધર્મી પુરૂષો પ્રતિદિન સુકૃતિઓ કરીને હે દેવી, તેઓ તારી કૃપાથી સ્વર્ગમાં જાય છે. તું ત્રિલોકને ફળ આપનારી છે. હે દુર્ગા, તારૂં સ્મરણ પ્રાણી માત્રની ભિતિ હરી લે છે ને તેઓનું શુભ કરે છે. હે દારિદ્રદુઃખભયહારિણી, તારા વિના બિજુ કોણ સર્વ ઉપર ઉપકાર કરનાર છે? તારૂ હૈયુ પારકે દુઃખે હમેશાં ભીંજાયછે. આ અસુરોને હણવાથી સર્વ જગતને સુખ મળ્યું છે, તેમજ એ મોટાં પાપ કરનાર અસુરો જેઓ નરકમાં જવાને લાયક હતા, તેઓ સંગ્રામમા મરણ પામીને દિવ્ય દેહ ધારણ કરી દેવલોકમાં જાય છે એ તારી કૃપા છે. કેમકે તારાં મુકેલાં શસ્ત્રોને જોતાંજ તેઓની ભસ્મ થઇ જવી જોઇતી હતી. હે સાધ્વી, જ્યારે તેઓ આખા ત્રણ લોકના દુશ્મન થયા ત્યારે તેમને તારાં શસ્ત્રોએ હણ્યા. તારૂં ચંદ્ર સમાન પ્રકાશિત ખડગ ને ઉગ્ર ત્રિશુળ દેખી અસુરોના હોશ ઉડી ગયા હતા. હે દેવી, તારૂં શીલ સર્વ દુરાચરણનો નાશ કરશે. તારૂં રૂપ અચિંત્ય ને અતુલ્ય છે. તું મહા વિર્યવાન ને વેરીઓના પરાક્રમને

---

+ અભ્યુદય એટલે આબાદી.

હણનારી છું. શત્રુઓમાં ભય પેદા કરનારી, તારા ૦-રાક્ષસી રૂપને અમે શી ઉપમા આપીએ? તે અનુપમછે. ત્રણે ભુવનમાં તું તારી કૃપા વિસ્તારે છે. આ અખિલ ત્રૈલોકયનું મહિષાસુરને મારી, તેં રક્ષણ કર્યું છે. એ પ્રબળ રિપુ તથા તેની અસુરસેનાને યુદ્ધમાં મારી દેવલોક આપ્યું. હે દેવતાઓના અરિ અસુરોની નાશ કરનાર દેવી અમે તને નમીએ છીએ. હે દેવી, ત્રિશૂળ વડે અમને બચાવ. હે અંબિકા, ખંડગવડે અમને રક્ષ. તારા ઘંટ નાદે અમને રક્ષ. તારી ચાપજ્યા ( એટલે કામઠાની દોરી) વડે અમારી રક્ષા કર. હે ચંડિકા, ઉગમણુ, આથમણુને દક્ષિણ દિશાએ રક્ષા કર, વળી તેમજ હે ઇશ્વરી ઉત્તર દિશા પણ તારા ફરતા શૂળ વડે રક્ષ. હે અંબિકા જે સૌમ્ય રૂપો અમારૂં રક્ષણ કરવાને હાથમાં ખડગ, શૂળ, ગદાદિ હથીઆરો ધારણ કરી ત્રૈલોકમાં વિચરેછે તેઓની સર્વ સ્થળે સર્વ કાળ રક્ષા કર.

રૂષિ કહે છે કે—દેવતાઓએ દેવીની આ પ્રમાણે સ્તુતિ પ્રાર્થના કર્યા પછી તે જગની પેદા કરનારીના ગંધપુષ્પથી પુજા કરી ને ભકિતથી તેના આગળ ધુપ કર્યા. તે સુમુખી સમસ્ત નમેલા દેવતાઓ પ્રત્યે મેહેરબાનીથી આ પ્રમાણે બોલી.

દેવી બોલી કે;—હે દેવતાઓ જે તમારી ઇચ્છા હોય તે વરદાન માગો. હું તમારાથી ખુશી થએલી ને

સંતોષ પામેલી છું જે માગસો તે આપીશ. જે તમારૂં પરમ કર્તવ્ય હોય તે નિવેદન કરો તે તમને મળશે. આ પ્રમાણે સાંભળીને તે દિવૌકસો એટલે દેવતાઓ દેવી પ્રત્યે નીચે પ્રમાણે બોલ્યા.

દેવતાઓ બોલ્યા કે:--ભગવતીની કૃપાએ અમને સઘળું મળ્યું છે કાંઇ બીજું વધારે જોઇતું નથી તેં અમારા શત્રુ મહિષાસુરને મારી અમને સુખ આપ્યું છે પણ જો તું વરદાન દેવા તૈયાર થઇ છે તો અમે માગીએ છીએ કે હે મહેશ્વરી, જે કોઇ તારૂં સ્મરણ કરે તેને દુઃખને વખતે સહાય થજે ને હે અંબિકા, તઓ નાપર પ્રસન્ન થઇને તેમને સદા ધન દારાદિ સંપત્તિનો વધારો આપજે.

ઋષિ કહે છે કે:—પછી "તથાસ્તુ" એમ કહીને ભદ્રકાળી અંતર્ધાન થઇ ગઇ. હે સુરથરાજા એ રીતે જગત્ત્રયનું હિત કરનારી દેવી દેવતાઓના શરીરમાંથી નીકળેલા તેજે કરીને ઉત્પન્ન થઇ એ વાત મેં તને કહી એ દેવી ફરી શુભને નિશુભ એ બે અને બીજા દુષ્ટ દૈત્યોનો વધ કરવા ગોરી દેહે, દેવોનો ઉપકાર કરનારી, લોકોના રક્ષણ માટે ઉત્પન્ન થઇ તેનું યથાસ્થિત વર્ણન કહું છું તે સાંભળ.

એ રીતે માર્કંડેય પુરાણના સાવર્ણિક મન્વંતરનો ચોથો અધ્યાય જેમાં જેમાં શક્રાદિ દેવોની સ્તુતિ છે તે પુરો થયો.

# अध्याय ५ मो.

રૂષિએ કહ્યું કે:—પેહેલાં શુંભ અને નિશુંભ એ બે મહો-મત્ત અસુરો પોતાના બળથી ત્રિલોકના યજ્ઞ ભાગો પોતે એકલા ગ્રહણ કરતા. ને તેમણે સુર્ય, યમ, ઈંદ્ર, કુબેર, વરૂણ, પવન, વન્હિ વગેરે દેવોને હરાવી તેમના અધિકાર ખુંચી લીધા. પરાજય પામેલા અને રાજ્ય થકી ભ્રષ્ટ થએલા દેવતાઓને તે બે અસુરોએ સ્વર્ગમાં થી કાઢી મુક્યા. એ રીતે હારેલાને કાઢી મુકેલા દેવોએ દેવીનું સ્મર્ણ કર્યું કે તેં અમને વરદાન આપ્યું છે કે "જે વખતે તમને આપત્તિ પડશે તે વખતે હું આવીને ગમે એવી મોટી આપત્તિ હશે તોપણ તેનો નાશ કરીશ" આ રીતે ચિંત્વન કરીને તેઓ નગેશ્વર હિમાચળ પાસે ગયા ને ત્યાં વિષ્ણુની માયા દેવીની આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા. દેવતાઓ બોલ્યા કે—દેવીને નમસ્કાર, માહાદેવીને નમસ્કાર, શિવને હમેશ નમસ્કાર, રોદ્રિને નમસ્કાર, ગોરીને તથા ધાત્રીને નમસ્કાર, જ્યોત્સનાને નમસ્કાર, ચંદ્ર રૂપીને નમસ્કાર, સંતોષ રૂપીને હમેશાં નમસ્કાર. કલ્યાણીને પ્રણામ, વૃદ્ધિ, સિદ્ધિને કુર્મા ને નમસ્કાર, લક્ષ્મી અને સર્વાણિને નમસ્કાર, દુર્ગા, દુર્ગપાર, સારા અને સર્વ કારિણિને નમસ્કાર. કૃષ્ણા અને ધુમ્રાને હમેશાં નમસ્કાર. અતિ સોમ્યાને અતિ રોદ્રાને નમસ્કાર, અમે નમીએ છીએ. નમીએ છી-

એ તે દેવીને કે જે, જગત પ્રતિષ્ટા, દિવ્યા, શ્રુતિ, રૂપે વિરાજે છે ને વિષ્ણુની માયા, ચેતના બુદ્ધિ, નિદ્રા, ક્ષુધા, છાયા, શકિત, ક્ષાંતિ, જાતિ, શાંતિ, શ્રદ્ધા, કાંતિ, કીર્તિ, લક્ષ્મી, વૃત્તિ, સ્મૃતિ, દયા, તુષ્ટિ, માતા, ભ્રાંતિ ને એક બળ એ એકવીસ રૂપ જેનાં છે તેને અમે નમીએ છીએ.

અમ નમીએ નમીએ તે દેવીનેરે; વ્યાપી માયા રૂપે રહી એવીનેરે,
અમ નમીએ નમીએ તે દેવીનેરે; વ્યાપી ચેતના રૂપે રહી એવીનેરે;

| | | | | |
|---|---|---|---|---|
| ઉપર પ્રમાણે | ; | વ્યાપી | બુદ્ધિ ,, ,, | ,, |
| ,, | ; | ,, | નિદ્રા. | ઉપર પ્રમાણે. |
| ,, | ; | ,, | છાયા. | ,, |
| ,, | ; | ,, | ક્ષુધા. | ,, |
| ,, | ; | ,, | શકિત. | ,, |
| ,, | ; | ,, | તૃષ્ણા. | ,, |
| ,, | ; | ,, | ક્ષાંતિ. | ,, |
| ,, | ; | ,, | શાંતિ. | ,, |
| ,, | ; | ,, | માતા. | ,, |
| ,, | ; | ,, | લજ્જા. | ,, |
| ,, | ; | ,, | શ્રદ્ધા. | ,, |
| ,, | ; | ,, | કાંતિ. | ,, |
| ,, | ; | ,, | લક્ષિમ. | ,, |
| ,, | ; | ,, | વૃત્તિ. | ,, |

અમે નમીએ તે દેવીનેરે; વ્યાપી તુષ્ટિ રૂપે રહી એવીનેરે.

| | | | | |
|---|---|---|---|---|
| ઉપર પ્રમાણે | ; | ,, | દયા. | ,, |
| ,, | ; | ,, | સ્મૃતિ. | ,, |
| ,, | ; | ,, | વ્યક્તિ. | ,, |
| ,, | ; | ,, | ગ્નાન. | ,, |
| ,, | ; | દારિદ્ર દુઃખ શમની એવીનેરે; | | |
| ,, | ; | માહાભય પ્રશમની એવીનેરે; | | |
| ,, | ; | જે છે દૌર્ભાગ્ય શમની એવીનેરે; | | |
| ,, | ; | જે છે પાપ પ્રશમની એવીનેરે; | | |
| ,, | ; | ઈંદ્રિઓની અધિષ્ટાત્રી એવીનેરે; | | |
| ,, | ; | વ્યાપી સર્વ ભુતે સદા એવીનેરે; | | |
| ,, | ; | વ્યાપો તેજ રૂપે રહી એવીનેરે; | | |

જે કોઈ નમન કરે તને પ્રીતેરે; તેનાં દુઃખ ટાળે સર્વ રીતેરે
ઇશ્વરી પુરે તેની આશારે; ભદ્ર થઈ આપત્તિ પામે નાશરે.
એમ પુર્વની પેઠ આ વેળારે; સ્તુતિ કરે ઈંદ્રાદિ દેવારે.
અમે નમ્ર દેવો તને નમીએરે; દૈત મારો તો સુખી થઈએરે;

રૂષિએ કહ્યું કે હે નૃપનંદન સુરથ, જ્યારે દેવોએ આ રીતે પાર્વતીની સ્તુતી કરી ત્યારે તે ગંગા નદીમાં નાહાવા માટે ગઈ. પછી તેણે દેવોને પુછ્યું કે "તમે મારી સ્તુતિ શા માટે કરી?" તેઓએ કહ્યું કે "શુંભ અને નિશુંભ અસુરોએ સઘળા દેવોને હરાવી સ્વર્ગમાંથી કાહાડી મુકયા છે." પછી પાર્વતીના શરીરમાથી અંબિકા નિકળી કે જેને લોકો કૌશિકી કહે છે, તેણે હિ-

માલય આગળ પોતાનો આશ્રય લીધો તે અંબિકા અતિ રૂપવાન ને મનોહર હતી, તેને ચંડ અને મુંડ એ નામના બે શુંભ ને નિશુંભના ચાકરોએ દીઠી ને તે બે ચાકરોએ પોતાના ધણી શુંભને જઇને કહ્યું કે, હે મહારાજ કોઇક અત્યંત મનોહર નારી હિમાચળ પર્વત પર ચંદ્ર પ્રમાણે ભાસે છે. એના જેવું રૂપ અમે કદી દીઠું નથી એ સુરેશ્વરીને આપ પરણો. એ સ્ત્રી રત્નોમાં એક ઉત્તમ રત્ન છે. હે દૈત્યેંદ્ર, આપે તે જોવા લાયક છે, હે પ્રભુ, આપે ત્રૈલોક્યનાં રત્ન, મણી, ગજાદિ સર્વ મેળવ્યું છે. ઈંદ્ર પાસેથી ગજરત્ન ઐરાવત, પારી જાતકનું ફુલ, ઝાડ, ઉચ્ચૈશ્રવા ઘોડો ને હંસ સંયુકત વિમાન મેળવ્યું છે. બ્રહ્મા આશ્ચર્ય પામે એવાં રત્નોનું તે બનાવેલું છે. ધનેશ્વર કુબેર પાસેથી નિધિ અને માહાપદ્મ તું લાવ્યો છું. આબ્ધિ એટલે દરિઆએ, તને કરમાય નહી એવાં પંકજની માળા આપી છે. વરૂનું કાંચનછત્ર, પ્રજાપતિનો રથ, એ આપને ઘેર છે, મૃત્યુની ઉત્ક્રાંતિદા નામની શકિત આપે હરી લીધી છે. સલિલરાજ એટલે જળરાજનું પાશ આપના ભાઇએ લઇ લીધું છે. સમુદ્રમાંથી મળેલાં રત્નો આપને અગ્નિએ આપ્યા છે. એ રીત હે દૈત્યેંદ્ર, આપે સઘળાં રત્ન કબજે કર્યા છે. હવે આ કલ્યાણ કરે એવું સ્ત્રી રત્ન આપ શા માટે ગ્રહણ કરતા નથી.

રૂષિ બોલ્યા કે;—એ રીતે ચંડ મુંડે કહ્યું તે શું-ભે સાંભળ્યું ને દેવીના તરફ હિમાચળ પરવત ભણી-સુગ્રીવ નામે દુત મોકલ્યો; એવું કહીને કે, જે તે રી-તે તેણીને રાજી કરીને જલદી અહીં આણ. તે સુગ્રીવ દુત, દેવીજ્યાં સુસોભિત શિલાપર બેઠેલી છે ત્યાં જ-ઇને મધુર વાણીથી આ પ્રમાણે બોલવા લાગ્યો.

દુત બોલ્યા કે; હે દેવી, દૈત્યેશ્વર શુંભ જે ત્રૈલો-કયનો પરમેશ્વર છે. તેનો પ્રેરેલો દૂત હું અહીં તારી પાસે આવ્યો છું. દૈત્યોના અરિ સઘળા દેવોને તેણે જીત્યા છે. તેણે આ પ્રમાણે કહાવ્યું છે તે તું સાંભળ. "ત્રૈ-લોકયને સઘળા દેવો મારે વસ છે. જુદા જુદા સઘળા યજ્ઞ ભાગો હું ભોગવું છું. ત્રૈલોકયનાં રત્નો મારે વશ છે. દેવેંદ્રે પોતાનો ઐરાવત હાથી અને ક્ષીર સાગર વલોવ-તાં નિકળેલો ઉચ્ચૈશ્રવા ઘોડો મને અર્પણ કરાએલો છે. દેવો, ગાંધર્વો અને ઉરગોમાં જે જે રત્નો છે. તે બધાં મારે વશ છે. હે દેવી આ લોકમાં અમે તને સ્ત્રી રત્ન માનીએ છીએ. તું અમારી પાસે આવ અને અમે તને ભોગવીએ. મને અથવા મારા પરાક્રમીભાઇ નિશુંભ ને તું વર, એથી હે સ્ત્રી રત્ન તને અતુલ ઐશ્વર્ય મળશે. એ રીતે સમજી આવ ને મારો પાણિગ્રહણ કર.

રૂષિએ કહ્યું કે;—એ પ્રમાણે જ્યારે તે જગતને ધરનારો દેવી ભદ્રાએ સાંભળ્યું ત્યારે તે ભગવતી, દુર્ગા,

ધિક્કાર પૂર્વક હસીને બોલી કે;

હું આવું કેમ કહું જે તેં કહ્યુ તે સત્ય છે. શુંભ ને નિશુંભ ત્રૈલોકયના અધિપતિછે. પણ મેં અલ્પ બુદ્ધિએ જે પ્રતિજ્ઞા કરી છે તે મિથ્યા કેમ થાય. મેં એવી પ્રતિજ્ઞા કરી છે કે, જે સંગ્રામમાં મને જીતે અને મારો દર્પ હણે તે મારો ભરતાર ( ધણી ) થાય માટે જલદી જા ને જઈને તાકીદેથી શુંભ અથવા મોહા અસુર નિશુંભને મને જીતવા મોકલ. જે મને જીતશે તેનો પાણિગ્રહણ કરીશ.

દૂતે કહ્યુ કે;—હે દેવી તું મારા આગળ આવું કેમ બોલે છે. ત્રૈલોકયમાં એવો કયો પુમાન છે કે શુંભ નિશુંભના આગળ ઉભો રહે. સઘળા દેવો યુદ્ધમાં તેની સન્મુખ ઉભા રહેવાને અશકત છે. તો તું એક સ્ત્રી શા લેખામાં? ઈંદ્રાદિ સઘળા દેવતાઓ જેની ગણ-ત્રીમાં નહી, તે શુંભ નીશુંભ, તું સ્ત્રીની સન્મુખ કઈ રીતે આવે.? માટે હું તને કહુંછું કે શુંભ નિશુંભ પાસે ચાલ, નહીં તો પછી માથાના વાળ પકડી, માનભંગ કરી લેઈ જશે.

દેવીએ કહ્યું કે;—શુંભ અને નિશુંભ તેં કહ્યું તે-રીતે બળવાન અને અતિ વીર્યવાન છે પણ શું કરૂં હું! મેં પેહેલાં વિચાર કરયો નહીં અને પ્રતિજ્ઞા લીધી છે, માટે જઈને આ સઘળું દૈત્યેંદ્રને કહે કે જે યોગ્ય હોય તે તઓ કરે.

# અધ્યાય ૬ ઠો.

ૠષિએ કહ્યું કે;—એ પ્રમાણે દેવીનાં વચનો સાંભળીને તે દૂતે કોપ સંયુકત દૈત્યરાજ પાસે જઇ તેને વીસ્તારથી સઘળું કહ્યું. એ દુતનાં વચનો સાંભળી અસુરરાયે તરત ક્રોધથી દૈત્ય લશ્કરના અધિપતિ ધુમ્રલોચનને બોલાવ્યો ને તેને આ રીતે કહ્યું. શુંભ બોલ્યો કે; હે ધુમ્રલોચન, તું જલદી આપણું સૈન્ય તૈયાર કરીજા, ને એ રાંડ દુષ્ટાને આંતરી, ચોટલો ઝાલી, બળાત્કારે વિહ્વળ કરીને અહીં આણ. તેનું પરિત્રાણ કરનાર કોઇ દેવ, અમર, યક્ષ કે ગાંધર્વ હોય, તોપ તું તેણીને પકડી લાવ.

ૠષિએ કહ્યું કે;—એ પ્રમાણે આજ્ઞા પામેલો તે દૈત્ય ધુમ્ર લોચન ‡એકલાખ અસુરને લેઇને દેવી તરફ આવ્યો. તેણે તણીને તુહિનાચળ (હિમાલયનું એક શિખર) પર બેઠેલી દેખીને કહ્યું કે, તું શુંભ નિશુંભ પાસે ચાલ- જો એ મારા ધણી પાસે નહી આવે તો બળાત્કારે ચોટલો ઝાલી વિહ્વળ કરી લેઇ જઇશ.

દેવીએ કહ્યું કે;—તું અતિ બળવાનને દૈત્યેશ્વરે મોકલ્યો છે જો લેઇ જઇશ, તો મારૂં શું ચાલવાનું છે!

---

‡ કોઇમાં સાઠ હજાર છે

રૂષિ બોલ્યા કે;—એ પ્રમાણે બોલીને તે અસુર ધુમ્રલોચન દેવી તરફ દોડ્યો. દેવીએ હુંકાર કર્યો તેથી તે તરત ભસ્મ થઇ ગયો પછી અંબિકાએ કોપે ભરાઇ અસુરોના મોટા સૈન્યનો નાશ કરવા માંડ્યો. તેણીએ પરશુને તીરોનો વરસાદ વરસાવ્યોને દેવીનું વાહન સિંહ પણ અસુર સેનાનો નાશ કરવા લાગ્યો. કોઇને હાથના પ્રહારે ને કોઇને ચરણના પ્રહારે મારી નાંખ્યા. ભૈરવોને એથી આનંદ થયો. કેસરીએ કેટલાકને પોતાના નખ વતે ફાડી નાખ્યા. પ્રહારથી કોઇનાં માંથાં ભાગ્યાં ને કોઇના હાથ છુટા પડયા. કોઇને મારથી લોહીની ઉલટી થઇ. તે મહાત્માએ, ને તેણીનાં વાહન કેસરીએ એક ક્ષણમાં એ રીતે કોપથી સકળ સૈન્યનો ઘાણ કાડયો. એ રીતે દેવીને હાથે ધુમ્રલોચનને સૈન્ય મરાયું, એ વાત શુંભે સાંભળી ત્યારે તે દૈત્યાધિપતિને ભારે કોપ ચડયો ને તેણે ચંડ મુંડ નામે બે અસુરોને આજ્ઞા આપી કે, હે ચંડ હે મુંડ, બહુ બળવાન સૈન્ય લેઇ તેણીને આંતરી, યુદ્ધમાં તેણીના સિંહને મારી, તે રાંડ દુષ્ટ અંબિકાને, જાવ, ને જલદી, તેને ચોટલે ઝાલી બાંધીને આણો.



# અધ્યાય ૭ મો.

રૂષિએ કહ્યું કે—એ રીતે આજ્ઞા પામેલા ચંડ

મુંડ દૈત્યો ચતુરંગી સેના લેઇ યુદ્ધ કરવા આવ્યા તેઓએ જેના શિખરમાં કાંચન વહે છે એવા શૈલેંદ્ર ( મોટા પર્વત ) પર, સિંહપર સ્વારી કરેલી છે એવા દેવીને દીઠી ને તે ચાપાસિધરો ( ચાપ એટલે કામઠું ને અસિ એટલે તરવાર ઝાલનારા ) તેણીની સમીપે, પોતાનો યત્ન સફળ કરવા આવ્યા. તે વેળા અંબિકાએ એ દુશ્મનો પ્રત્યે કોપ કર્યો. કોપથી તેનું વદન કાળું થઇ ગયું, ભ્રકુટી કુટીલ થઇ ગઇ, ને લલાટ પણ બદલાયું. એ કાળી, કરાળ વદના ( વિકરાળ મોઢાવાળી ) ને અસિ પાશિની લડાઇને મોખરે આવી, તે વખતે તેણી વિચિત્ર +ખટ્વાંગધરા, ને[1] નરમાળા વિભુષણા હતી. વળી તેણીએ સુકુમાસ રહિત વાઘનું ચામડું પેહેર્યું હતું. તે ભૈરવીએ પોતાનું વદન બહુ પહોળું કર્યું. તેણીના ફાટેલા મોંઢામાંથી જીભ બહાર લટકતી હતી તે નાખુશ થએલી રક્ત નયનાએ તે મોટા ફાટેલા મોંઢામાં અસુરોના કોળીઆ મુકવા માંડયા, પાશગ્રાહી, અંકુશગ્રાહી, ને ઘંટા એ દૈત્યોને એક હાથે ઉપાડી મોઢામાં મૂકયા. બીજા અસુરો દેવી સામે ધાયા પણ દેવી તેમનું ભક્ષણ કરવા લાગી. તે ભૈરવા, સારથી તેમ યોદ્ધાના કોળીયા કરી ચાવી ગઇ એકના કેશને એકની ડોકી પકડી કોળીયા

---

+ખટ્વાંગ નામનું હથિઆર ધારણ કરેલું છે એવી.
૧ માણસનાં માથાની શોભા પામી છે એવી.

કરયા. કેટલાકને લાત મારી અને કેટલાકને છાતીઓ ફાડી હ-ણ્યા. તે અસુરોએ જે ટાં શસ્ત્રો મુકયાં તેના તે કોળીઆ કરી ગઇ એ રીતે કેટલાકનું મર્દન કરી ખાઇ ગઇ ને કેટલાક ને તાડન કર્યું. ત વખત તે અસુરોનું મોટું સૈન્ય નાશ પામ્યું. કોઇ તલ પ્રહારથી પડયા ને કોઇ ત્રિશુળ પ્રહાર-થી પડયા, કોઇ તરવારે મરાયા ને કોઇ ખટવાંગે તાડ-ન થયા. ઘણાક દાંત તળે ચવાયા ને નાશ પામ્યા. ક્ષણ વારમાં તેણીએ તે બળવાન સૈન્ય નો નાશ કરયો તે દે-ખી ભયંકર કાળી તરફ ચંડ દોડયો ને દેવી ઉપર તી-રોને વરસાદ વરસાવ્યો, ચંડે હજારો ચક્ર તેના ઉપર ફેં-કયાં. જેમ વાદળાંથી અર્ક બિંબ ઘેરાય તેમ તેઓથી તેણી-નું સુર્ય બિંબ જેવું મોઢું ઘેરાયું. ત અનેક, ચક્રોને તેણી ગળી ગઇ. ત કરાળ કાળાએ ભયંકર નાદ કર્યો તેના મોમાંથી જવાળા નીકળવા લાગી તેનો મોટો સિંહ ઉઠીને ચંડ તરફ ધાયો ને તેનો ચોટલો પકડી ને દેવીએ તરવાર વડે તેનું માથુ છેદ્યું. પોતાના ભાઇ-નું માથુ કપાતું દેખી મુંડ ત્રિભૂવનમાં પેહોચે એવા નાદ સહિત ગર્જના કરીને ભૈરવી સામે ધાયો, પણ દેવીએ તેને પુરો કરયો. એ રીતે ચંડ, મુંડ સહિત સૈન્યને હણ્યું. ચંડ, મુંડનાં માથા પકડી ચંડિકા બોલી.

દેવી બોલી કે;—મોટા પશુ ચંદ મુંડ દૈત્યોને મેં મારયા છે, યુદ્ધ રૂપી અગ્નમા હું વળી શુંભ નિશું-ભને હોમીશ.

એ રીતે કાળી કલ્યાણી, લલિત ચંડિકા બોલી. એ ચંડ મુંડને મારવા માટે લોકમાં એણીનું નામ ચામુંડા વિખ્યાત થયું.

# અધ્યાય ૮ મો.

ઋષીએ કહ્યું કે;—ચંડ હણાતે, મુંડ રણમાં પડતે, અને સૈન્ય ક્ષય પામતે છતે પ્રતાપવાન શુંભ ક્રોધે ભરાયો ને તેણે પોતાની સર્વ સૈન્યાઓ તૈયાર કરવાની આજ્ઞા આપી કે, જેઓએ છયાસી પ્રકારનાં આયુદ્ધ ધારણ કરેલા છે એવા બળવાન દૈત્યો તથા ચોરાશી જાતનાં× કંબુઓ યુદ્ધે ચડો. કોટીવિર્ય એ નામના અસુરોનાં પચાસ કુળો તથા ધુમ્ર અસુરોનાં સો કુળો મારી આજ્ઞાછે કે રણમા જવા નીકળો. મારી આજ્ઞા એ કાલિકા અને મૌર્યા ત્વરાએ સજ થાઓ એ રીતે ભૈરવીને સાસન કરવા માટે સૈન્યને ત્વરાથી સજ થવાની આજ્ઞા આપી તે પોતે સજ થઇ મોટું સૈન્ય લેઇ ચાલ્યો. એ ભયંકર સૈન્યને આવતુ જોઇ ચંડિકાએ તેના ધનુષની જ્યા (કામઠાની દોરી) ખેંચી તેનો ટંકાર પૃથ્વીને ગગનમાં સંભળાયો. સિંહે મહાનાદથી ગર્જના કરી, અંબિકાના ઘંટનાદ તથા તેણીની ધનુર્જ્યાના નાદથી દશે દિશાઓ પુરાઇ ગઇ. નાદ કર્યા પછી કાળીએ પોતાનું આનંન એટલે

---

× કંબુઓ એટલે યોદ્ધાઓ.

મોટું વિસ્તારશું. દેવીના સિંહનો તથા તેણી નો ના-
દ સાંભળતાં તેને અસુરો આસપાસ ચારે બાજુએ આંતરી
વળ્યા. રૂષિ કહે છે કે, હે સુરથ રાજા; એ દેવતાઓના
દુશ્મન અસુરોનો નાશ કરવા માટે બ્રહ્મા, ઈશ, ગુહ,
વિશ્નુ તથા ઈંદ્ર એ દેવોના શરીરમાંથી તેમના જેવા
રૂપની શક્તીઓ નીકળી ને ચંડિકા ભણી આવી. જેવું
દેવતાઓનુ રૂપ, ભુષણને વાહન તેવુંજ તેમની શકિત
ને પણ હતું તેઓ અસુર સાથે લડવા આવીઓ. હં-
સયુક્ત વિમાનમાં બેઠેલી ને જેણે હાથમાં કમંડળ ધાર
ણ કરેલું છે. એવી બ્રહ્માની શકિત બ્રહ્માણી આવી. વૃ
ષભના ઉપર બેઠેલી મોટા સાપ શરીરે ધારણ કરેલી ને
ચંદ્ર લીટીથી ભુષણ પામેલી, સુંદર ત્રિશુળ ધારિણી મા
હેશ્વરી આવી. હાથમાં શકિત લીધેલી ને મોરના વાહ
ન પર બેઠેલી કૌમારી, ગુહરૂપિણી અંબિકા દૈત્યો, સા
થે લડવા આવી. વિષ્ણુની શકિત વૈષ્ણવી ગરૂડ પર બે
ઠેલી શંખ, ચક્ર, ગદા, સારંગ, ને ખડગ હાથમાં ધા
રણ કરેલી પાસે આવી. હરીએ વારાહ અવતાર લીધે, હ
તો તેની શકિત તેના શરીરમાંથી તેનાજ રૂપની વારાહી
નીકળી. નૃસિંહ રૂપમાંથી તેના જેવા શરીરની નારસિં
હી નીકળી. ગજરાજ પર બેઠેલી વજ્ર-હસ્તા ઐંદ્રી
આવી એને ઈંદ્રની પેઠે હજાર નયન હતાં દેવ શકિતથી
ઘેરાએલા ઈશાને એટલે શિવે ચંડિકાને કહયું કે, મને
રાજી કરવાને તું અસુરોને મારી નાંખ. એમ કહયું એ

ટપે દેવીના શરીરમાંથી ચંડિકાની શકિત શતનાદ વાળી અત્યુગ્રશીવા નીકળી એ અપરાજીત શીવાને તેણીએ કહ્યું કે; ઐશ્વર્યવાન શુંભ નિશુંભની પાસે તું દુત થઇને જા, ને કહે, કે હે અભિમાની દાનવો તમારા યોદ્ધાઓ સાથે લડવા તઇયાર થાવ. ત્રણે લોક ઇંદ્ર જીતી લેશે ને યજ્ઞ ભાગ પણ હવે તેઓ લેશે. જો તમારે જીવવું હોય તો પાતાળમાં જાવ. જો તામારી ઇચ્છા યુદ્ધ કરવાની હોય તો હું. તઇયાર છું એથી શિઆળીઆં તૃપ્ત થશે. એ પ્રમાણે એણી એ દુતપણાનું કામ કરયું, તેથી તેણી જગતમાં "શિવદુતી" કહેવાય છે. આ સઘળું શિવદુતિએ દૈત્યોને કહ્યું એથી તે મહા અસુરો ક્રોધે ભરાયા, અને કાત્યાયની તરફ લડવા ચાલ્યા, ને તે દેવી ઉપર બાણ ને શકિતની વૃષ્ટી કરી. દેવીએ પોતાનાં શુળ, શકિતને પરશુ વડે તેનાં મુકેલાં બાણને શકિતને રમત માફક છેદી નાંખ્યાં. કાળીએશુળને ખટવાંગમારયાં. બ્રહ્માણીએ કમંડળના જળવડે, માહેશ્વરીએ ત્રિશુળવડે, વૈષ્ણવીએ ચક્રવડે કૌમારીએ કોપાયમાન થયેથી શકિત વડે દઇત્યોને હણ્યા. ઐંદ્રીએ વજ્રવડે હજારો દૈત્યોને મારી નાંખ્યા. વારાહમુર્તિએ ચક્ર અને તેના નખ વડે દૈત્યોને મારી તેનું ભક્ષણ કરવા માંડયું, નારસિંહીની ગરજનાથી દશે દિશાઓ ભરાઇ ગઇ. શિવદુતિએ પણ દૈત્યોને ઝાલી ઝાલીને પટકવા માંડયા, એ

ક્રમણે એ માતૃગણે એ દૈત્યોનો સંહાર કરવા માંડયો

તે દેખી દેત્યો પલાયન કરવા લાગ્યા, તેઓને પું દે ખાડતા જોઈ રકતબીજ લડવા આવ્યો (એના શરીરમાંથી રકત એટલે લોહીનું જો એક બિંદુ ભોંય પડે તો તરત તેના જેવો બીજો રકતબીજ અસુર ઉત્પન થાય) એણે હાથમા ગદા ઝાલી હતી ને તે ઈંદ્રની શકિત ઐંદ્રી સામે લડયો ઐંદ્રી તેને પોતાના વજ્રવડે મારવા લાગી એથી તેના શરીરમાંથી લોહી વહેવા લાગ્યું એટલે તરત તેના જેવા પરાક્રમી (તે લોહીના બિંદુઓમાંથી) હજારો રકત બીજ ઉત્પન થયાં. વજ્રવડે તેણીએ તેનું માથું કાપી નાંખ્યું જેમ જેમ રૂધીર નીકળતું ગયું તેમ તેમ હજારો દૈત્યો ઉત્પન થવા લાગ્યા. ઐંદ્રી ગદાવડે ને વઈષ્ણવી ચક્રવડે તેઓને મારવા લાગી. કૈમારી શકિત વડે, વારાહી મોટી તરવાર વડે, માહેશ્વરી ત્રિશુળવડે, બ્રહ્માણી બ્રહ્મદંડવડે ને નારસિંહ નખવડે તે મોટા અસુર રકતબીજોને મારવા લાગી. જેમ જેમ લોહી નીકળ્યું તેમ તેમ લોહીના બિંદુ પ્રમાણે હજારોને હજારો તેના જેવા દૈત્યો ઉત્પન થવા લાગ્યા. એમ એટલા બધા દૈત્ય ઉત્પન થયા કે, દુનિઆં દૈત્યોથી ભરાઈ ગઈ. એ વખતે કાળીએ ચામુંડાને કહ્યું કે, તારૂં મોહું ફાડને રકતબીજના રકતમાંથી દૈત્ય ઉત્પન થાય છે માટે તેનું લોહી ભોંય પડતાં પેહેલાં તારા મોંમાં લેઈને પીજા. તું લોહી પી જઈશ એટલે દઈત્ય ઉત્પન થશે નહીં.

રૂષિએ કહ્યું કે;— આ પ્રમાણે કહીને દેવી ત્રિશુળ

વડે તેમને મારવા લાગી. ચંડિકાએ ગદાનો પ્રહાર કરવા માંડયો. એથી પુષ્કળ લોહી વહેવા માંડયું. તે ચામુંડા પીવા મંડી. તે લોહી પીતી ને હસતી હતી. દેવીએ, શુળ, વજ્ર, બાણુ ને તરવારવડે તેને મારી નાંખ્યો, તેનું સઘળું લોહી ચામુંડા પી ગઇ ને તે રક્ત વગરનો ભોંય પડયો.

રૂષિએ કહ્યું કે;—હે રાજા, એથી દેવો બહુ રાજી થયા ને માતૃ ગણો નૃત્ય કરવા લાગી.

## अध्याय ९ मो. निशुंभनुं मरण.

રાજાએ કહ્યું કે;—હે રૂષિ તમે મને દેવીના ઉત્તમ ચરિત્રને રક્તબીજનો વધ એ વાત કહી. હવે હે ભગવન, હું શુંભનાં કર્મને નિશુંભનો ભારે કોપ એ વિશે સાંભળાવા ચાહું છું. રૂષિએ કહ્યું કે;—રક્તબીજ પડયો અને મોટું સૈન્ય હણાયું એ જોઇને શુભં નિશુંભ અસુરો બહુ કોપાયમાન થયા. નિશુંભ અસુરોનું મોટું સૈન્ય લેઇ રણમાં આવ્યો. તેના અગ્રભાગે, પૃષ્ઠભાગે અને પાસે મોટા અસુરો હતા. તેઓ દેવીને મારવાના ઉપાયની યોજના કરતા હતા. માહાવિર્યવાન શુંભ પણ જોડે હતો. એ બે ભાઇઓએ દેવીપર બાણનો વરસાદ વરસાવ્યો. ચંડિકાએ પોતાનાં બાણે તે બાણોના કટકા કરયા. પછી નિશુંભે પોતાનું નિશિત ખડગ અને ઢાલ લેઇને દેવીનું ઉત્તમ વાહન જે સિંહ તેના માથામાં ઘા કરયો.

દેવીનું વાહન ઘાયલ થતે છતે તેણીએ તેની અષ્ટ ચંદ્ર ઢાલ ને ખડગવતે કાપી નાંખી. ઢાલ કપાતે છતે એ અસુરે શકિત ફેંકી એ શકિતને પોતાની તરફ આવતી દેખી તેણીએ તેના ચક્ર વડે બે ભાગ કરયા તેથી એ દાનવ કોપાયમાન થઇને શુળ લેઇને દેવીને મારવા દોડ્યો. તેનૂ આવતા દેખી તેણીએ મુષ્ટીપાત વડે તેનું (શુળનું) ચુર્ણ કીધું હવે એણે એક ગદા લેઇ દેવી ભણી ફેંકી. તેણીએ તેનો ત્રિશુળવડે નાશ કરયો, છેલ્લે તેણે એક ફરસુ લીધી ને દેવીની નજીક આવ્યો. તેણીએ તેને બાણો વડે ઘેરી લીધો ને બાણોથી વીંધાયલો તે પૃથ્વીપર મુર્છામાં પડ્યો. ભિમ (બીઆમણો) વિક્રમ (બહાદુર), નિશુંભ ભુમિપર મુર્છા ખાઇ પડવાથી તેનો ભાઇ શુંભ ક્રોધે ભરાઇને અંબિકાને હણવા ચાલ્યો. પરમ આયુદ્ધો ગ્રહણ કરેલો તે રથમાં બેસી દેવી ભણી આવ્યો. તેને આવતા દેખી તેણીએ શંખનાદ તથા જ્યા શબ્દ કર્યા તથા ઘંટ વગાડયો, એથી સમસ્ત દૈત્ય સૈન્ય ભય પામ્યું. મહોન્મત્તસિંહે મહા નાદ કર્યા એથી દશે દિશાઓ ભરાઇ ગઇ. શીવદુતિએ અવાજ કરયો તે શબ્દ સાંભળી તે અસુર શુંભ ગુસ્સાથી રણભુમિમાં આવ્યો. તેને આવતો જોઇ અંબિકાએ તીરસ્કારથી કહ્યું કે;–હે દુરાત્મા ઉભો રહે, ઉભો રહે, એ વખતે આકાશમાં દેવતાઓ જે અંબે જે અંબે બોલ્યા–શુંભે આવીને જવાળામય બહુ બીહામણી શકિત મુકી તેણે

આગનો વરસાદ વરસાવ્યો. શુંભે સિંહનાદ કર્યો તે ત્રણ લોકમાં સંભળાયો. રૂષિ રાજાને કહે છે કે, હે અવની પતે તે અસુર જીતવા ઇચ્છતો હતો, પણ દેવીએ પોતનાં ઉગ્ર શરોવતી તેનાં હજારો બાણને કાપી નાખ્યાં. પછી ચંડિકાને ભારે ક્રોધ ચડયો તેથી તેણે તેને શુળ માર્યું. તે તેની નાભીમાં વાગ્યું તથી તે મુર્છા ખાઇ ભોંય પડ્યો. આ વખતે નિશુંભની મુર્છા વળી એટલે ઉઠીને તેણે દેવી કાળીને તેમ તેના કેસરીને બાણ માર્યાં, પછી એ દનુજેશ્વરે ચક્રાદિ આયુધોથી ચંડિકાને ઢાંકી નાંખી તેથી ભગવતી, +દુર્ગાર્તિ નાશિને, દુર્ગાએ પોતાનાં શરોવડે તેનાં ચક્રો કાપી નાંખ્યાં. નિશુંભ ગદા-લેઇને દૈત્ય સૈન્ય સમાવૃત ચંડિકાને મારવા દોડ્યો, તેની ગદાનું ચંડિકાએ છેદન કરયું. દેવીએ પછી ધારવાળુ ખડગ તથા શુળ લીધું, ને અમરાર્દન (દેવને દુઃખ દેનાર) નિશુંભને તેણએ તે શુળ માર્યું. તે તેને હૃદયમાં વાગવાથી તે પડયો. તેના હૃદયમાં શુળનો ઘા પડવાથી માંહેથી બીજો અસુર મહા બળવાન ને મહા વિર્યવાન, દેવીને ઉભી રહે, ઉભી રહે, એમ બોલતો નીકળ્યો. દેવીએ હસીને ખડગવડે તેનું માથું કાપી નાંખ્યું એથી તે ભોંય પડયો. હવે સિંહ તેની ઉગ્ર દંષ્ટ્રા વડે તેમ કાળીને શિવદુતિ પોતાના હથીયારવડે દૈત્યોનો નાશ કરવા મંડી. કૈમારીએ શક્તિએવડે કેટ-

---

+દુર્ગાર્તિ નાશિની એટલે મોટાં દુઃખોને નાશ કરનારી.

લાખ મોટા અસુરોને મારી નાંખ્યા. બ્રહ્માણીએ તેના‡મંત્ર- પુત્ત પાણીવડે મારી નાંખ્યા. માહેશ્વરીએ ત્રિશુળ વડે મારી નાંખ્યા. વારાહિએ તેના અણીઆળા દાંત વડે ( તુંડ ઘાતે ) મારીને ભોંય ભેગા કરી નાંખ્યા. વૈષ્ણવીએ ચક્રવડે તેઓનો ચુરો કર્યો. ઐંદ્રીએ વજ્ર વડે તેઓનો જીવ લીધો. એ રીતે ઘણા દારૂણયુધમાં માર્યાં ગયાને કોઈ નાશી ગયા. કાળીને શીવદુતિએ કેટલાકનું ભક્ષણ કર્યું.

# अध्याय १० मो. शुंभनु मरण

રૂષિએ કહ્યું કે;—પોતાનો પ્રાણ સમાન ભ્રાતા નિશુંભ હણાતાં તથા બલીષ્ટ સૈન્ય નાશ પામતાં શુંભ ક્રોધથી બોલ્યો; રે દુર્ગા, ગર્વ મા કર, ગર્વ મા કર, આ તારાં આશ્રિતોના બળથી તું લડે છે.

શોભાયમાન દેવી બોલી કે;—આ જગતમાં હું માત્ર એકજ છુ મારાથી પર બીજુ કોઈ નથી. દુષ્ટ, જો, આ સઘળાં મારાં રૂપો મારામાં સમાય છે. આટલું કહેતાં બ્રહ્માણી વગેરે તેનાં રૂપો તેના ભેગાં થઈ ગયાં ને અંબિકા માત્ર એકલી રહી. દેવી વળી બોલી કે;—જ્યારે હું ઈચ્છું છું ત્યારે બહુ રૂપ ધારણ કરૂંછું. મારાં-બીજાં સઘળાં રૂપો છોડી દેઈ માત્ર એક સ્વરૂપે રહી છું

---

‡ મંત્ર થકી પવિત્ર કરેલા.

માટે યુદ્ધ કરવા રણમાં સામો આવી સ્થિર ઉભો રહે.

રૂષિ કહે છે કે;—ત્યાર પછી દેવી અને શુંભ એ બેનું યુદ્ધ થયુ. દેવો અને અસુરો આ દારૂણ યુદ્ધ જોતા હુતા. બાણોનો વરસાદ વરસ્યો ને શસ્ત્ર તથા અસ્ત્રથી દારૂણયુદ્ધ મંડાણું, હે રાજા, એથી સર્વ લોક ભય પામ્યાં. દેવી અંબિકાએ સેંકડો અસ્ત્ર ફેંકયાં. દૈત્યેંદ્રે સામો ઘા કરી તેમને ભાગી નાંખ્યાં ને શસ્ત્ર તથા અસ્ત્ર દેવી તરફ મુકયાં. તેણીએ લીલા માફક ઉગ્ર ઓંકારના ઉચ્ચાર બુદિવડે તેનો નાશ કરયો. પછી તે અસુર સેંકડો બાણથી દેવીને છાઇ નાખતો હવો, તેથી તેણીને ક્રોધ વ્યાપ્યો, માટે તેણીએ અસુરનું ધનુષ કાપી નાંખ્યું. દૈત્યેંદ્રે ધનુષ કપાતે છતે તત્ક્ષણ શકિત લીધી. તેને દેવીએ તેના હાથમાં ને હાથમાં કાપી નાખી. હવે તે દૈત્યનો અધીપેશ્વર ખડગ તથા શતચંદ્ર જેવી ચળકતી ઢાલ લેઇ દેવી તરફ ધાયો. એ અસુરનું ખડગ ચંડિકાએ છેદી નાંખ્યું ને સુર્યકીરણ જેવાં નિર્મળ બાણ મુકયાં જેથી તેના ઘોડા, રથ, ને સારથી પડયો. જેના અશ્વ હણાયેલા છે, ધનુષ છિન્ન થયેલું છે. ને સારથા રહિત થયેલો છે એવો તે હાથમાં ઘોર મુદગર ધારણ કરી અંબિકાને મારવા દોડયો. તણીએ તેની મુદગર પોતાનાં નિશીત શરો વડે છેદી નાંખી, તેથી મુઠી વાળી મુક્કી મારવા વેગથી ધાયો, ને હૃદયમાં જઇ લગાવી; પણ દેવીએ તે અસુરની છાતી ભાગી નાંખી. છાતિના પ્રહારે હણાએલો તે

પૃથ્વીપર પડયો. તે દૈત્યરાજા, સહસા પુનઃ ઉભો ને થયો, દેવીને ગ્રહણ કરવા માટે ગગનમાં ઉભો રહયો; પછી તે દૈત્યને ચંડિકા આકાશમાં નિરાધાર પરસ્પર યુદ્ધ કરવા મંડ્યાં. મુનીઓને વિસ્મયકારક, અંબિકાની સાથે તે દૈત્યનું પરમયુદ્ધ ચાલ્યું. આખરે તે દુષ્ટાત્મા ચંડિકાને મારવા મુક્કીવાળી વેગથી ધરણીપર ઉતરયો. તેં આવના દૈત્યેશ્વરને દેખીને, દેવીએ તેની છાતીમાં શુળ ભોંકયું, એથી તે ભોંય પડયો તેને દેવીના શુળની અણીનો છાતીમાં કારી ઘા વાગ્યો તેથી તે મરી ગયો. તેના પડવાથી સપ્તદ્વીપ અને પર્વતો સહીત સઘળી પૃથ્વી હાલીને અખિલ વિશ્વ તે દુરાત્માના મરણથી પ્રસન્ન થયું. જગતમાં શાંતિ થઇ ને ગગન ચોખ્ખું થયું, સઘળે શાંતો ફેલાઇ ને સરિતાઓ પોતાના માર્ગમાં વહેવા લાગી. સર્વ દેવતાઓને હરખ વ્યાપ્યો. ગંધર્વોએ લલિત ગાયન કર્યું. બીજાઓ દેવીના જે બોલ્યા. અપ્સરાઓ નાચવા લાગી. સુંદર વાયરો વાવા લાગ્યો. દિવાકર સારી રીતે પ્રકાશ્યો, બળતો અગ્નિ શાંત થયો અને દિશાઓમાં શાંતો શાંતિ થઇ રહી.

# अध्याय ११ मा.

## વિષ્ણુ તથા ઈંદ્રાદી દેવોની સ્તુતિ તથા દેવ્યવતાર કીર્તન.

ઋષીએ કહ્યું કે;–દેવીએ ત્યાં મહા અસુરેંદ્રને માર્યો એટલે ઇંદ્ર સહીત સઘળા દેવો, ને અગ્નિદેવ,

તેઓની નજીક આવ્યા. ને તે ઇષ્ટ લાભ કરનારી કાત્યા યનીની સ્તુતિ કરવા લાગ્યા કે; હે દેવી જેને તું પ્રસન્ન થાય છે. તેનાં દુઃખ હરી લેઈ કૃપા કરેછે. અખિલ જગતનું સાંત્વન તુંજ કરે છે, હે વિશ્વેશ્વરી કૃપા કર. તું વિશ્વનું રક્ષણ કર. હે દેવી તું ચરને અચરની ઇશ્વરી છું. તું જગતની આધારભુતા છે, અને મહિ-સ્વરૂપે સ્થિતિ પામેલી છું હે વિર્યે તું જળ સ્વરૂપે જગતનું પાલન કરે છે. તુંજ વૈષ્ણવી, શકિત, અનંત વિર્યા, વિશ્વબીજ, પરમાને માયા છું, તારા વડે આ જગત મોહ પામેલું છે. હે પ્રસન્ના, તુંજ પૃથ્વીમાં મુકિત હેતુ છે, સમસ્ત વિદ્યા, સકળભેદ, શ્રી અને વાચા તુંજ છે, સર્વનું ભરણપોષણ તું એકલીજ કરે છે. તારી સ્તુતિ કરવાને વાણી પોહોચતી નથી. હે દેવી તું સર્વ ભુતા અને સ્વર્ગ-મુકિત-પ્રદાયિની છું. હું તારી સ્તુતિ કરવાને અમે અશકત છીએ. જે સરવ જનોના હૃદયમા બુદ્ધિ રૂપે સ્થિતિ પામેલી છે, એવી હે સ્વર્ગાપવર્ગ આપનારી દેવી, નારાયણી, અમે તને નમીએ છીએ.

જન સૌમાં વ્યાપી માત; નારાયણી નમીએ.
બુદ્ધિરૂપે શાક્ષાત; નારા૦
તુ આપે સૌને સ્વર્ગ; નારા૦
વળી દેનારી અપવર્ગ; નારા૦
પરિણામ પ્રદાયિની માત; નારા૦
તેં કીધું સઘળુ શાંત; નારા૦

તું નિરાકાર આકાર; નારા૦
તેં કીધો દૈત્ય સંહાર; નારા૦
તું વિષ્ણુ શાંતિરુ મહાન; નારા૦
તું આપે સહુને જ્ઞાન; નારા૦
તું શિવ શુભ કરનાર; નારા૦
સૌ મંગળની દેનાર; નારા૦
ત્ર્યંબક ગૌરી, શરણ્ય; નારા૦
તું ગુણ સૌનું આશ્રય; નારા૦
સૃષ્ટિસ્થિતિ દેનાર; નારા૦
વળી વિનાશની કરનાર. નારા૦
એવી સનાતની જે શક્ત; નારા૦
તું રક્ષે છે તું જ ભક્ત. નારા૦
જે શરણે આવે દીન; નારા૦
દુઃખથી થએલો ખિન્ન; નારા૦
તેનું દુઃખ કરે પરિત્રાણ; નારા૦
તું સહુની દુઃખ દળનાર; નારા૦
હંસ યુક્ત વિમાન; નારા૦
બ્રહ્માણી બિરાજમાન. નારા૦
છો શિવા રૂપે સાક્ષાત; નારા૦
બળદે બેઠેલા માત, નારા૦
ત્રિશુળ ચંદ્ર ધરનાર; નારા૦
તારે સાપ તણો સણગાર. નારા૦
તારૂં કૌમારી રૂપ માત; નારા૦

હો મહા શકિત સાક્ષાત. નારા૦
તું મયુરની બેસનાર; નારા૦
તું મહા નગની ધરનાર. નારા૦
દયા કરો વૈષ્ણુવી રૂપ; નારા૦
હો તમે દયાનો કુપ. નારા૦
સંખ, ચંક, ગદા, સારંગ; નારા૦
એવાં વિવિધ ધરેલાં આયુદ્ધ. નારા૦
વારાહ રૂપ લીધું માત; નારા૦
દાંતે પકડી પૃથ્વી સાક્ષાત. નારા૦
નૃસિંહ રૂપ લીધું માત; નારા૦
કીધો પુષ્કળ દૈત્યનો ઘાત. નારા૦
ત્રૈલોકયની ત્રતા માત; નારા૦
તને નમીએ વારંવાર. નારા૦
વૃત્ર માર્યો ઐંદ્રી રૂપ; નારા૦
મુગટ આપ્યો ઈંદ્ર ભુપ. નારા૦
કીધો મુંડ તણો સંહાર; નારા૦
હે શીરમાળ શણગાર. નારા૦
હે ચામુંડે કૃપાળ; નારા૦
તુજ દાંત મુખ કરાળ. નારા૦
ઓ મેધા સરસ્વતી માત; નારા૦
ભૂત ભાવ વિનાશિની માત. નારા૦
મા છું તું સહુમાં શ્રેષ્ટ; નારા૦
માહા વિદ્યા શ્રદ્ધા પુષ્ટ.

મા લક્ષ્મી, લજ્જા રૂપ; નારા૦
માહાકાળી સ્વરૂપ અનુપ. નારા૦
સ્વધા ધ્રુવા મહા રાત્રી; નારા૦
રે +પ્રસીદ પ્રસીદ વિધાત્રી. નારા૦
તું સર્વ સ્વરૂપ સર્વેશ; નારા૦
તું સર્વ શકિત પરમેશ. નારા૦
ત્રાહિ ત્રાહિ ઓ માત; નારા૦
સહુ ભય કુરો કરઘાત. નારા૦
તારૂં સૌમ્ય વદન સોભાય; કાત્યાયની નમીએ૦
તું ત્રિલોચનને ચળકાય, કાત્યાયની નમીએ૦
સૌ ભિતિ દુર કરનાર કાત્યા૦
જન સને સુખ દેનાર. કાત્યા૦

જેની જવાળા કરાળ છે એવી, અત્યુગ્ર, અશેષા, અને અસુર સુદન, જેણીનું ત્રિશુળ શરણે પડેલાની ભિતિ નાશ કરે છે. એવી, ભદ્રકાળીને, અમે નમીએ છીએ. જે ઘંટાનો નાદ જગતમાં પ્રસરતાં દૈત્યો તેજહિણ થઇ ગયા, દેવીની તે ઘંટા અમા શરણે પડેલાનું પાપથી રક્ષણ કરો. અસુરોનો સંહાર કરવાને જેણીનો ઉજવળ કર વપરાયો, ને જેણીના ખડગથી શુભ મરાયો, એવી ચંડિકાને અમ નમેલા છીએ. હે તુષ્ટા, તું સકળ રોગને નાશ કરનારી તથા સઘળી ધારેલી ઇચ્છાઓ પુરણ

---

+પ્રસીદ એટલે મહેરબાની કર.

કરનારીછું. તારે આશ્રયે આવેલા નરોને વિપત નહિ પ-ડશે. તારા આશ્રિતો આશ્રયતા પામશે. હે અંબિકા, તેં અનેક રૂપો તથા બહુ પ્રકારની મૂર્તિઓ ધારણ કરીને, આદ્ય ધર્મના દુશ્મન મોટા અસુરોનો નાશ કરયો. વિદ્યામાં, શાસ્ત્રમાં, વિત્તમાં, દીપમાં, આદ્યમાં, ને વાક્યમાં, તુંને તુંજ છે. તારા વડે આખું વિશ્વ મમત્વપણાના મહાંધકારને વિષે ભરમી રહ્યું છે. જ્યાં ઉગ્ર વિષવાળા નાગ છે, જ્યાં બળવાન દસ્યુ રહે છે, જ્યાં દાવાનળ છે તે જગાઓમાં તથા જળમાં તું રહેલી છું ને વિશ્વનું પાલન કરે છે. હે વિશ્વેશ્વરી, તું વિશ્વનું રક્ષણ કરે છે. હે વિશ્વાત્મિકા, તું આ વિશ્વને ધારણ કરે છે. હે વિશા, હે વંદ્યા, હે ભગવતી, તું વિશ્વાશ્રયા છે, ને વિશ્વ તારી ભકિતમાં નમ્ર થયેલું છે. હે દેવી કૃપા કર, ને હમણાં જેમ ઉતાવળે અસુરનો નાશ કીધો તેમ, નિત્ય તેઓનો નાશ કરી જગતની ભીતિ ટાળ. સર્વ જગતમાં ઉત્પન્ન થએલા પાપીઓનો નાશ કર. હે વિશ્વાર્ત્તિ--હારિણી, અમે તને નમેલાઓના ઉપર તું કૃપા કર. ત્રૈલોકય તને નમન કરે છે. લોકોને વરદાન આપનારી થા, વરદાન આપનારી થા, શોભાયમાન દેવી બોલી જે, હે સુરગણો, હું વરદાન આપું છું, તમે પસંદ કરો, જગતના ઉપકારને માટે માગશો તે આપીશ. દેવતાઓ બોલ્યા કે, હે અખિલ ત્રૈલોકયની ઇશ્વરી, અમારા વેરીઓનો વિનાશ કરવો એજ તારૂં કા-

થૈ છે. હે અંબિકા, અમે એજ ઇચ્છીએ છીએ, તે તું સિદ્ધ કર. માનવો તારી સ્તુતિ કરવાથી સંતોષ પામેછે.

શોભાયમાન દેવી બોલી કે;—વૈવસ્વત મનુના અઠ્ઠાવીસમા યુગમાં ફરી શુંભ નિશુંભ મહા અસુરો જન્મશે. ત્યારે હું નંદ ગોવાળના કુળમાં જસોદાને પેટે અવતાર લેઇશ. પછી એ અસુરોનો નાશ કરી વિંધ્યાચળ પર્વતમાં નિવાસ કરીશ. પૃથ્વીપર રૌદ્ર રૂપે અવતરીને વૈપ્રચિત્ત નામના મોટા દાનવોને મારીશ. દાડમના કુસુંભ જેવા લાલ દાંતવાળી હું થઇશ. એટલે, સ્વર્ગમાં દેવતાઓ, તથા મૃત્યુલોકમાં માનવો, મને રકત. દંતિકા કહેશે.

પૃથ્વીપર દ્વાદશ વર્ષ સુધી અનાવૃષ્ટી ચાલશે. તેથી મુનીઓ મારી સ્તુતિ કરી મને નમશે, એટલે, પોતાની મેળે હું પૃથ્વીપર પ્રગટ થઇશ, અને શત નયને મુનીઓ તરફ જોઇશ, તેથી શતાક્ષી એ નામે મનુષ્યો મારી કીર્ત્તિ ગાશે. જ્યાં સુધી વૃષ્ટી નહીં આવે ત્યા સુધી પ્રાણ ધારણને અર્થે અખિલ લોકને મારા પોતીકા દેહથી ઉત્પન્ન થએલી દેવતાઇ લીલોતરી આપી, ભરણ પોષણ કરીશ; એથી "શાકંભરી" એટલે લીલોતરીથી ભરણ પોષણ કરનારી એવું મારૂં નામ પૃથ્વીમાં વિખ્યાત થશે તે વખતેજ હું દુર્ગ નામના દૈત્યને મારીશ તેથી મારૂં નામ દુર્ગા પડશે. ફરી હિમાચળ પર્વતપર હું એક ભ-

યંકર રૂપ લેઇને મુનીઓના પરિમાણ અર્થે રાક્ષસોને મોમાં મુકી હોઇઆં કરી જઇશ. એથી સઘળા મુનીઓ રાજી થઇ મને નમશે અને મારૂં નામ "ભીમાદેવી" વિખ્યાત થશે જ્યારે "અરૂણ" એ નામના અસુરો ત્રિલોકને બહુ હરકત કરશે ત્યારે હું ભ્રમરનું રૂપ લેઇને તે મહાર્થી મોટા અસુરોને બાંધીશ. ત્યારે લોકો રાજી થઇને "ભ્રામરી" એ નામે મારી સ્તુતિ કરશે. જ્યારે જ્યારે દાનવો ઉત્પન્ન થશે અને દુનિઆને હરકત કરશે ત્યારે ત્યારે હું અવતાર લેઇશ અને તેઓનો સંહાર કરીશ.

# અધ્યાય ૧૨ મો.

શોભાયમાન દેવી બોલી કે;—જે માણસ મને સંતોષે છે તેની સકળ બાધાઓ હું નિઃશંશય નાશ કરૂં છું. જેઓ મધુકૈટભનો નાશ મહિષાસુરનું મરણ, ને શુંભ નિશુંભના વધ વિષે, આઠમ, ચૌદશ, ને નોમને દહાડે એક ચિત્તથી કિર્તન કરે છે તે, તથા જેઓ મારૂં ઉત્તમ મહાતમ્ય ભકિત વડે સાંભળે છે તેઓને, કોઇ પણ જાતનું દુષ્કૃત નડશે નહીં; વળી તેઓને દારિદ્ર પ્રાપ્ત નહિ થાય ને ઇચ્છેલું. યોજના રહિત થશે નહિ. શત્રુથી, દસ્યુથી, કે, નરથી તેને ભય ઉત્પન્ન થશે નહીં. શસ્ત્ર, દેવતા, કે, પાણીથી તેનો ઘાત કદી થશે

નહીં. તે માટે સજ્જનોએ મારા આ મહાત્મ્યનો પાઠ કરવો જોઇએ, તથા ભકિત વડે નિત્ય સાંભળવો જોઇએ. અશેષ ઉપસર્ગો (પિડાઓ), ઉત્પન્ન થએલો મહામારી, ત્રિવિધ ઉત્પાત, એ મારા માહાત્મ્યથી નાશ પામશે. જે મારૂં હમેશાં ધ્યાન કરશે તેને હું વેહેતા મેલીશ નહિ; પણ તેની પાસે ઉભી રહીશ. પુજામાં બલીપ્રદાન કરતી વખતે, અગ્નિકાર્યમાં, અને મહોત્સવમાં, સઘળે મારૂં આ ચરિત્ર બોલવું અને સાંભળવું. જાણ્યે કે અજાણ્યે બલીપુજા કે અગ્નિહોમ કરશે, તેઓને, તથા ભકિત સંયુકત, શાંતપણે મારૂં મહાત્મ્ય સાંભળીને શરત્કાળે મહાપુજા કરેછે, તેઓને હું પ્રસન્ન થઉં છું. માણસ નિઃશંશય મારી કૃપા વડે સર્વ બાધાઓથી મુકત ને ધન્ય ધાન્ય, તથા પુત્રવાળો થશે. આ મારૂં મહાત્મ્ય શુંભની ઉત્પત્તિ, પરાક્રમ ને યુદ્ધ વિશેનું, સાંભળતાં, પુરૂષો નિર્ભય થશે, દુશ્મનો ક્ષય પામશે, અને તેઓનુ કલ્યાણ થશે. કુળવાન પુરૂષો માહારૂં મહાત્મ સાંભળતાં હર્ષ પામે છે. સઘળે ઠેકાણે શાંતિ કર્મો, અને ખરાબ સ્વપ્ન દર્શન, ઉગ્ર ગ્રહપિડા હરકત કારક ન થાય, માટે મારૂં મહાત્મ્ય સાંભળવું. એથી દારૂણ ગ્રહ પીડાનાં દુઃખ નાશ પામશે ને ખરાબ સ્વપ્નાં સારાં થશે. હું બાળકોને શાંતિકારક છું ને માણસોની ઉત્તમ મૈત્રીને નિભાવનાર છું. અશેષ દુર્વૃત્તોના બળની

હાની કરનાર હું મહાન છુ. મારૂં આ મહાત્મ્ય સન્નિધ હોવાથી, રાક્ષસ, ભુત પિશાચાદિનો નાશ થશે. પશુ, પુષ્પ, અર્ઘ, ધુપ ને દીપ ઉત્તમ રીતે અર્પણ કરશે ને જેઓ બ્રાહ્મણોને અહરનિશ ભોજન જમાડશે, તથા હોમ કરશે, વળી બીજા વિવિધ પ્રકારના ભોગ મને અર્પશે, તથા મારાં ચરિત્ર ઉચ્ચારશે ને સાંભળશે, તેઓનાં પાપ નાશ પામશે ને આરોગ્ય મળશે. જે મારા જન્મનું કિર્તન કરશે તેની હરકોઈ ભૂતથી રક્ષા કરીશ. મેં દુષ્ટ દૈત્યોને હણ્યા તે વખતનાં મારા યુદ્ધનાં ચરિત્રો પુરૂષોએ સાંભળવાથી તેઓને શત્રુ તરફથી ભય ઉત્પન્ન થશે નહીં; ને તેની બ્રહ્મર્ષિઓ સ્તુતિ કરશે. શુભ મતિ આપનાર બ્રહ્માએ નિર્માણ કર્યું છે કે; કદી અરણ્ય વિભાગમાં, દાવાનળે ઘેરાયલો, દસ્યુ, લુટવા આંતરી વળ્યા છે એવો, ને શત્રુઓ વડે શુન્ય ગ્રહ થયેલો, વનમાં સિંહ, વાઘ, કે, વનહસ્તિ, પાછળ પડેલા છે એવો, રાજાની આજ્ઞાએ બંધાયલો, તહોમતદાર, માહાર્ણવે (મોટા સાગરમાં) કોઈ બુડતો, દારૂણ સંગ્રામમાં હિમ્મત હારેલો, ભારે હરકતમાં આવેલો, વેદનાથી પીડાતો, જો કોઈ માણસ મારા આ ચરિત્રનું સ્મર્ણ કરે તો તેનાં સંકટો નાશ પામે. દસ્યુ, વૈરી, ભુત, વૈતાળ, સર્પ, રાક્ષસ, ગ્રહ, કિંકર તથા સિંહાદિ મારૂ ચરિત્ર સાંભળવાથી મારા પ્રભાવને લીધે દુર પલાયન કરે છે. આ ગ્નાન માહા, પ્રકાશ રૂ

પે છે.

ૠષિ બોલ્યા કે;—એમ બોલીને તે પ્રચંડ, વિક્રમ, ભગવતી ચંડિકા, સર્વ દેવતાઓના જોતાં ત્યાં અંતર્ધાન થઇ ગઇ; ને દેવતાઓને વગર અડચણે સ્વાધિકાર પ્રાપ્ત થયો, કેમકે દેવીએ યુદ્ધમાં દેવતાઓના રિપુ શુંભાદિ દૈત્યોને મારી નાંખ્યાં; આથી તેઓ યજ્ઞ ભાગ ભોગવવા લાગ્યા જગતનો વિધ્વંસ કરવામાં માહા ઉગ્ર ને પરાક્રમી મહાવીર નિશુંભ મરાતે છતે બાકીના દૈત્યો પાતાળમાં ગયા. જગતનું પરીપાલન કરવાને, હે સુરથ રાજા; એ રીતે ભગવતી દેવી નિત્ય અને ફરી ફરીને ઉત્પન્ન થઇ છે. તેના વડેજ વિશ્વ મોહ પામે છે ને તેજ વિશ્વને જન્મ આપે છે. તેણીજ ચિત્તને જ્ઞાન આપે છે. હે મનુજેશ્વર સુરથ, તેણીના થકી સકળ બ્રહ્માંડ વ્યાપ્યું છે. તેણી, વખતે, માહાદેવી, માહાકાળી, ને માહા માયાને સ્વરૂપે માહામારી છે. તેણી સૃષ્ટિ ઉત્પન્ન કરે છે. તે સનાતની, વખતે ભુતોની સ્થિતિ કરે છે. તેણીના ઉપર ભાવ રાખે તે વખતમા મનુષ્યોને બુદ્ધિને લક્ષ્મી આપનારી છે. ને તેણીના અભાવમા લક્ષ્મી વિનાશ થાય છે. વિવિધ પ્રકારનાં નૈવેદ્યથી સંતોષ પામેલી તે સકળેશ્વરી સર્વ પાપનો નાશ કરે છે, ને વિત્ત, પુત્ર, મતિને ધર્મ આપે છે, તથા સારૂં કરે છે.



# अध्याय १३ मो.

ઋષિ બોલ્યા કે, હે રાજા આ મેં તને દેવીનું ઉ
ત્તમ મહાત્મ્ય કહ્યું. એ રીતે તે જગતને ધારણ કરેછે.
ભગવદ્ વિષ્ણુની માયાએ તે પ્રકારે અવિદ્યા કરી છે;
જેથી તું (રાજાને કહે છે) અને આ વૈશ્ય તથા બી
જા અન્ય જનો મોહિત થયેલા છે, ને મોહ સર્વ પર રા
જ કરેછે. હે માહારાજા તું તે પરમેશ્વરીને શરણે જા, દે
વો, મુનીઓ,ને મુમુક્ષુઓ તેને સેવેછે. જે નરો તેનું આ
રાધન કરે છે તેઓને તે સ્વર્ગાપવર્ગઆપનારીછે.

માર્કંડેય બોલ્યા કે;-આ પ્રમાણેનાં વચન સાંભળી
ને તે માહાભાગનરાધિપ સુરથ, ઋષિને પ્રણામ કરીને
તરત પેલા વૈશ્ય સાથે નદી કાંઠે દેવીના દર્શન અર્થે ત
પ કરવા ગયો. તે રાજાના રાજ્યનું અપહરણ થયેલું હ
તું માટે તેનું ચીત્ત તેમાં ભરમાયલું હતું. તે અને વૈ
શ્ય શ્રેષ્ટ દેવી સુકત જપતા હતા. તે બન્ને જણે નદીને કાં
ઠે માટોની દેવીની મુર્તિ કરી અને, દરરોજ તેણીને પુષ્પ
ધુપ, અગ્નિને તર્પણ વડે આરાધવા લાગ્યા. તેઓ મ
ન સ્વસ્થ રાખીને હંમેશાં તદ્દન નિરાહાર (ભુખ્યા) ર
હેતા હતા. દેવીને તે બંને બળીદાન આપતા અને તેના
નામનું આરાધન કરતા. એ રીતે એ બંને જણને આરા
ધના કરતાં કરતાં ત્રણ વરસ વીતી ગયાં ત્યારે જગધાત્રી

ચંડિકા બહુ સંતોષ પામી અને તેણી પ્રત્યક્ષ દર્શન આપીને બોલી કે; હે ભુપ તેં મારી આરાધના કરી તેથી હું સંતોષ પામેલી, માગ, માગ, જે માગીશ તે હું આપીશ.

માર્કંડેય બોલ્યા કે;—તે રાજાએ પોતાનું રાજ્ય મળવા વરદાન માગ્યું, કે, જેનું રાજ્ય તેના શત્રુઓએ બળથી લઈ લીધુ હતું. બીજા વૈશ્યે જ્ઞાન માગ્યું, કેમ કે તેનુ મન સંસારથી નિવૃત થએલું હતું.

દેવીએ કહ્યું કે;—હે રાજા તને તારૂં રાજ્ય મળશે, અને તારા સઘળા શત્રુઓનો નાશ થશે અને હે વૈશ્ય તું જ્ઞાન ઈચ્છે છે તે તને પણ મળશે. હે રાજા તું તારૂં રાજ્ય મેળવ્યા પછી કેટલેક કાળે મરી જશે અને સાવર્ણિ મનુએ નામે ફરી અવતાર લેશે.

માર્કંડેય કહે છે કે;—એ રીતે દેવી વરદાન આપી અંતરધાન થયાં. અને એ રીતે સુરથ દેવીનુ વરદાન પામીને ગયો પછી તે મરીને બીજે ભવે સૂર્યથી સાવર્ણિ મનુંનો જન્મ પામ્યો.

